# પ્રસ્તાવના

સુપ્રસિદ્ધ ઇતિહાસકાર પ્રો. જદુનાથ સરકારે પટણા યુનિવર્સિટીમાં ઈ.સ. ૧૯૨૦માં આપેલાં ભાષણોનો આ સંગ્રહ છે. મુઘલ સમયમાં રાજ્યવહીવટ કેવા પ્રકારનો હતો અને અત્યારના રાજ્યવહીવટમાં તેના કયા કયા અંશો જળવાઈ રહ્યા છે, તે આપણે આ પુસ્તક ઉપરથી જાણી શકીએ છીએ. કોઈ પણ સમયનો રાજકીય ઇતિહાસ પૂરેપૂરો સમજવો હોય, તો તે સમયના રાજ્યવહીવટ વિશે જ્ઞાન મેળવવું જોઈએ; નહિ તો કેટલીક બાબતો સમજાયા વિના જ રહી જાય. દાખલા તરીકે ઇતિહાસમાં અમુક બાદશાહના સમયમાં ઉમરાવો અને પ્રાંતીય સૂબેદારોની સાથે તેમના વજીરોના નામ વાંચીએ છીએ. ખાનસામા વિશે આપણે એમ જ ધારીએ છીએ કે તે માત્ર રસોડાનો મોટો અમલદાર હશે, વગેરે. રાજ્યવહીવટના જ્ઞાન વિના આવા અમલદારોનાં કર્તવ્યો વિશે પૂરેપૂરો ખ્યાલ મળતો નથી. વળી આપણામાં કાનુગો, તલાટી, અમીન, વગેરે શબ્દો જોવામાં આવે છે, તે મુઘલાઈ સમયના કયા કયા હોદ્દેદારોનાં નામ હતાં, તે વિશે ચોખ્ખી સમજ થતી જ હોય કે તે સમયના રાજ્યવહીવટના જ્ઞાનથી આવી ઘણી ઘણી નાનીમોટી બાબતો ઉપર પ્રકાશ પડે છે. આ પુસ્તક ઉપરથી એક બીજી બાબત ઉપર પણ આપણું ધ્યાન ખેંચાય છે. તે સમયના અનેક શબ્દોના અર્થ હાલમાં બદલાઈ ગયા છે. ઉ. ત. ખાનેસામાનના હોદ્દાને મુખ્ય દીવાનથી જ ઊતરતો ગણતા હતો અને તે મોટો અમલદાર ગણાતો (હાલનાં દેશી રાજ્યોના ખાનગી કારભારીના હોદ્દા કરતાં પણ તે હોદ્દો મોટો હતો), પરન્તુ અત્યારે કોઈ પણ સાહેબના નોકર ખાનસામા કહેવાય છે; અત્યારે પ્રાંતનો હાકેમ સૂબો કહેવાય છે, પણ પહેલાં સૂબાનો અર્થ પ્રાંત થતો હતો અને હાકેમો સૂબેદાર કહેવામાં આવતા. અત્યાર

'જકાત'નો અર્થ દાણ થાય છે, પણ તે વખતે મુસલમાનો ઉપર નાખેલા કરને 'જકાત' કહેતા હતા. અત્યારે કેદખાનાના ઉપરી અમલદારને 'દરોગો' કહે છે, પણ તે વખતે ગમે તે ખાતાનો સુપરિન્ટેન્ડન્ટ 'દારોગા' કહેવાતો હતો (દારોગા-ઈ-કારખાના, દારોગા-ઈ-ડાકચોકી) અત્યારે 'રૂખસત'નો અર્થ બરતરફી (dismissal) થાય છે પણ તે વખતે અમલદારને નવા હોદ્દા ઉપર મોકલતા જે વિદાય અપાતી તેને રૂખસત કહેતા હતા. અત્યારે ફોજદાર ગુનાખાતાનો નાનો અમલદાર ગણાય છે, પણ તે વખતે તે બહુ મોટો અમલદાર હતો અને તેના તાબામાં થાણદારો હતા—અત્યારે થાણદારના તાબામાં ફોજદારો હોય છે. અત્યારે ગામડામાં ઢોલ વગાડી જાહેરાત કરનાર બગિયાને કોટવાલ કહે છે, જ્યારે તે વખતે રાજધાની અને પ્રાંતના મુખ્ય શહેરોના નગરરક્ષકોને કોટવાલ કહેવામાં આવતા.

પાંચમા પ્રકરણમાં મુઘલ સમયમાં લેવાતા કરવેરાની લાંબી યાદી આપવામાં આવી છે. પરન્તુ તેમાંના ઘણાખરા જુદા સ્વરૂપે હાલના વહીવટમાં પણ જોવામાં આવે છે. તે વખતે કેટલાક માલના ઉત્પન્ન ઉપર વેરા હતા પરન્તુ હાલની કાપડ, ખાંડ, દિવાસળી, વગેરે ઉપરની એક્સાઈઝ જકાત તે એ વેરાનો નવો અવતાર જ ગણી શકાય. સ્થાવર મિલ્કતના વેચાણ ઉપરનો કર, અત્યારની સ્ટેમ્પડ્યુટી અને નોંધણીની લાગત કરતાં વધારે આકરો હશે એમ માનવાને કારણ નથી. અમુક ધંધાઓ શરૂ કરવાને માટે મેળવવાની પરવાનગીની હકસાઈ, અત્યારે પણ કેટલાક ધંધાઓ માટે ક્યાં લેવાતી નથી? ત્યારની અફીણની ચુંગી અત્યારના અફીણ ઉપરના વેરા કરતાં વિશેષ નહિ હોય. અત્યારે દારૂના ઇજારાથી પુષ્કળ ઉપજ સરકારને થાય છે, પરન્તુ તે વખતે તેનો સખત પ્રતિબંધ હતો. તે વખતે ભાંગનો વેરો હોય તે પણ જણાતું નથી. તે વખતે જંગલના ઘાસ અને કાંઈ ઉપર લાગો લેવાતો હતો, પણ અત્યારે તો તે કાપવાનો ગુનો ગણાય છે. તમાકુ ઉપરનો તે વખતનો વેરો હમણાં પણ કોઈ કોઈ સ્થળે દાખલ થયો છે ને

વખતે દાણાની રકમનો ચોથો ભાગ રાજ્ય લેતું; અત્યારે, કોર્ટ ફી વકીલ ફી હુકમનામાની ફી વગેરેના આંકડાના સરવાળો મૂકવામાં આવે તો ખરચ ચોથા ભાગ કરતાં તો કેટલું યે વધી જાય! તે વખતે જમીનની અકબંદી માટે લાગત લેવાતી, તો અત્યારે સર્વેની મદદ ક્યાં મફત મળે છે? પહેલાં દાખલા, દસ્તાવેજો, વગેરે સરકારી પરવાના વગેરેમાં જે કાગળો વપરાય તેની કીમત લેવામાં આવતી, પણ અત્યારે સ્ટેમ્પોની કીમત તેના કરતા કેટલી યે વધી જાય છે. તે વખતે પ્રજામાંથી અમુકઅમુક ફાળા ઉઘરાવવામાં આવતા; અત્યારે પણ રોગનિવારણ કે શિક્ષણપ્રચાર માટે અમલદારો તરફથી વળી ખુદ વાઈસરૉય ગવર્નર અને તેમની બાનૂઓ તરફથી 'બિન સરકારી' રીતે ફંડો ક્યાં ઉઘરાવવામાં નથી આવતા? આ પ્રમાણે તે વખતના કરવેરાની માત્ર લાંબી યાદી જોઈને મુઘલાઈ રાજ્યવહીવટને નાલેશી આપવા જેવું નથી.

છેલ્લા પ્રકરણમાં પ્રો. સરકારે મુઘલાઈની પડતીના કારણો વિષે તત્ત્વચર્ચા કરી છે, તે ખરેખર મહાન ઇતિહાસકારની કલમને શોભા આપે છે. પરન્તુ તેમાં એક મુખ્ય કારણ રહી ગયેલું જણાય છે અનેક કારણોએ મુઘલાઈના પતનમાં ફાળો આપ્યો હતો, પરન્તુ જે કારણથી તે પડતી ઔરંગઝેબના મરણ પછી એકાએક ધસી આવી, તે તો તેની ધાર્મિક અસહિષ્ણુતા હતી. તેના સમયમાં નવાં હિંદુ મંદિરો બાંધવાની કે જૂનાંની દુરસ્તી કરવાની મનાઈ હતી, ઘણાં પુરાણાં ધર્મસ્થાનકો તોડીને મસ્જિદો બનાવવામાં આવી હતી, હિંદુઓ જાહેર રીતે ધર્મોત્સવ કરી શકતા નહિ, વગેરે, વગેરે બાદશાહ આ આજ્ઞાનામાં કહેલાં ફરમાનો મોજૂદ છે વળી રાજધાનીથી દૂર રહેતા નાના અમલદારોએ તે ફરમાનોની ઉપરવટ થઈને તેમાં નહિ દર્શાવેલા બાબતો સંબંધી પણ કેટલા યે જુલમો કર્યા હશે, જેની નોંધ ઇતિહાસમાં મળવી મુશ્કેલ છે. શિવાજીની સફળતાએ મુઘલાઈના મર્મમાં કારી ઘા કર્યો હતો, પરન્તુ એ સફળતાને પોષણ તો ઔરંગઝેબની ધર્મા

# પ્રકરણ ૧

:૧:

## મુઘલ રાજ્યવહીવટનાં સ્વરૂપોનો અભ્યાસ

હિંદુસ્તાનના મુઘલ સામ્રાજ્યના ઇતિહાસથી આપણે બધા પરિચિત છીએ. ક્રમાનુયાયી બાદશાહોની લાંબી કથા, દિલ્હીના તખ્ત માટે તેમના વિગ્રહો, બળવાખોર ખંડિયા રાજ્યકર્તાઓ અને સ્વતંત્ર પડોશી હાકેમો સામેની તેમની ચઢાઇઓ, અને હિંદની કુદરતી સરહદની પેલી પારના તેમના આક્રમણો–આ બધા જાણીતા છે. વળી બાદશાહોના ખાનગી જીવનો, તેમના દરબારના ભભકા અને રીતરસમો અને તેમના સમયના મુસાફરીના રસ્તાઓ વિશે પણ આપણા દેશમાં આવેલા યુરોપી મુસાફરોના લખાણો ઉપરથી આપણે ઘણું જાણીએ છીએ. પરન્તુ અસલ ફારસી ભાષાની નોંધોના આધારે તેમના રાજ્યવહીવટી તંત્રનો વીગતવાર અભ્યાસ હજી સુધી થયો નથી.

આ કાર્ય કઠિન છે એમ બધા કબૂલ કરશે, કારણ, એક તો વખતના વહેવા સાથે ઘણી નોંધો નાશ પામી છે અને બીજું ખાસ કરીને આધુનિક હિંદનો પ્રત્યક્ષ રાજ્યવહીવટ ચલાવનાર અનુભવી માણસો જ મુઘલ વહીવટનું હાર્દ પિછાની શકે અને ભૂતકાળને આપણી દૃષ્ટિ સમક્ષ જીવંત ખડો કરી શકે. રોમન સામ્રાજ્યના વિનિપાતના મહાન ઇતિહાસકારે કબૂલ કર્યું છે કે અંગ્રેજ લશ્કરના સરદાર તરીકે તેમ બ્રિટિશ પાર્લામેન્ટના સભ્ય તરીકે પોતાને જે અનુભવ મળ્યો હતો, તેનાથી જ તે રોમન સરદારોની ચઢાઈઓ અને પ્રાચીન રોમન રાજસભાની ચર્ચાઓ ચોક્કસ રીતે સમજવાને શક્તિમાન થયો હતો. આપણે હિંદના ઇતિહાસના ઘરઆંગણાના અભ્યાસીઓ માત્ર જૂના ખતપત્રો અને ભૂતકાળની હસ્તલિખિત પ્રતો ઉપરથી જ તારણ કાઢી

શકીએ અને તેથી મુઘલ રાજ્યતંત્રને બહારથી જ સ્પર્શ કરી શકીએ. પણ તે તંત્રનું સાચું કાર્યવહન, તેના આંતરિક પ્રવાહો, અને તેના વ્યાવહારિક પરિણામો તો જે રાજ્યોને ફારસી ગ્રંથોના વાચનના જ્ઞાન સાથે મુઘલ સત્તા નબળા હિંદના પ્રાંતોના રાજ્યકારભારનો પ્રત્યક્ષ અનુભવ હોય—અર્થાત્ જેઓ ઉત્તર હિંદની ઇન્ડિયન સિવિલ સર્વિસના બાહોશ અમલદારો હોય તેઓ જ સૌથી સારી રીતે સમજી શકે. તેઓમાં સુપ્રસિદ્ધ મિ. એચ. બિવરિજ જેઓ પટણાના એક વખત ન્યાયાધીશ હતા અને તેમના સુપ્રસિદ્ધ પિતા મિ. એડવર્ડ ટોમસ, મિ. વિલિયમ ઇર્વીન જેઓ ઘણા સમય સુધી ગાઝીપુર અને સહા-રનપુરના મેજિસ્ટ્રેટ હતા, મિ. જ્હોન બીમ્સ અને બીજા મુલકી અમલદારો જેમનો મુઘલ રાજ્યવહીવટની અમુક બાબતોનો અને ખાસ કરીને વસૂલાતી વહીવટનો અભ્યાસ અત્યંત ફળપ્રદ હતો, તેવાઓ જ સામાન્ય લેખકોને કુદરતી એવી ભૂલોથી દૂર રહી શકે

હાલના યુરોપી લેખકોએ મુઘલ રાજ્યવહીવટનાં માત્ર બે જ ખાતાંઓ—જમીનમહેસૂલ અને લશ્કર—નો વિગતવાર અભ્યાસ કર્યો છે. આ બે વિષયો સબંધી લગભગ સંપૂર્ણ માહિતી અંગ્રેજી ભાષામાં મળી શકે છે. તેથી આ બે વિષયો મારાં ભાષણોમાંથી દૂર રાખીશ, માત્ર મારા પુરોગામી લેખકોને અપરિચિત માહિતીવાળા થોડાક ગૌણ મુદ્દાને સ્પર્શ કરીશ.

આ ભાષણોમાંથી પહેલા ભાષણમાં મુઘલ રાજ્યતંત્રના સિદ્ધાન્તો અને વિશિષ્ટ સ્વરૂપો વિશે વિવેચન કરીશ. બીજા ભાષણમાં બાદ-શાહની સત્તા, તેના પ્રધાનોની સ્થિતિ, રાજ્યના ખાતાંઓ, મુખ્ય અમલદારોના અધિકારો, અને આપણા જ્ઞાનના સાધનો વિશે માહિતી આપીશ. ત્રીજામાં દીવાન અને તેના અધિકારોની યોજના અને શાહી મહેલના વ્યવસ્થાપક અને તેના મદદનીશોનું કાર્ય જણાવવામાં આવશે, ચોથામાં પ્રાંતિક વહીવટની ચર્ચા કરવામાં આવશે; પાંચમામાં રાજ્ય અને રૈયતનો સબંધ દર્શાવીશ; અને છેવટના ભાષણમાં મુઘલ સત્તાની




દેશ ઉપર થયેલી અસર તથા મુઘલ સામ્રાજ્યના વિનાશનાં કારણો વિશે તત્ત્વચર્ચા કરવાનો પ્રયત્ન કરીશ.

:૨:

## આપણા અત્યારના જીવનમાં મુઘલાઈ સત્તાના અવશેષો

મુઘલ સામ્રાજ્યના વહીવટી તંત્રની અગત્ય આપણને શિક્ષણ-ઉપયોગિતા કરતાં વધારે છે. રાજ્યવહીવટનું સ્વરૂપ, તેની કાર્યપદ્ધતિ અને તેના પ્રેરકબળો પણ મુઘલાઈ સત્તા નીચે નહિ એવાં હિંદુ રાજ્યોએ મુઘલો પાસેથી ઉછીનાં લીધાં હતાં. જેવી રીતે અત્યારે બ્રિટિશરોના તંત્રની નકલ વડોદરા, ગ્વાલિયર અને ઈન્દોરના અન્ય દરબારો કરે છે, તેવી રીતે મુઘલ તંત્રની નકલ જયપુર અને બુંદેલખંડના ખંડિયા રાજાઓએ કરેલી તે જોતા કશું નવાઈ લાગતી નથી. પરન્તુ તે સમયના કેટલાંક સ્વતંત્ર રાજ્યો પણ મુઘલ તંત્રને અનુસર્યાં હતાં. શિવાજી જેવા હિંદુધર્મચુસ્તતાના હિમાયતીએ પણ મહારાષ્ટ્રમા પ્રથમ તેની નકલ કરી હતી, અને માત્ર જિંદગીના પાછલા ભાગમા જ તેણે ફારસી હોદ્દાઓને સંસ્કૃત નામ આપીને તેના વહીવટી તંત્રને હિંદુશાહીનો ઓપ આપવાનો નિશ્ચયપૂર્વક પ્રયત્ન કર્યો હતો; પરન્તુ કારભારનાં ઘણાંખરા ખાતાઓ, નોંધો અને નાની અમલદારીના હોદ્દાનાં નામો મરાઠી નામોના અભાવે ઈસ્લામશાહી જ રાખવા પડ્યાં હતા.

આ પ્રમાણે મુઘલ તંત્ર એક વખત હિંદના સંસ્કૃતિવાળા અને વ્યવસ્થાવાળા લગભગ બધા ભાગોમાં ફેલાયેલું હતુ. આપણા કાળમા તો તે હવે મૃતપ્રાય દશામા છે, તથાપિ તેની નિશાનીઓ હજી પણ કાયમ છે અને ઇતિહાસનો સૂક્ષ્મ અભ્યાસી બ્રિટિશ હિંદના અત્યારના રાજ્યવહીવટની ઈમારતમાં મુઘલાઈ સ્થાપત્યની અસર શોધી શકશે.

અઢારમી સદીના પાછલા ભાગમા અંગ્રેજી વેપારીઓ અને વાણોતરોને અજાણ્યા દેશ ઉપર અને પરદેશી પ્રજા ઉપર રાજ્ય કરવાનો

અણધાર્યો પ્રસંગ આવી પડ્યો, ત્યારે તેમણે દુ" તીગતિ જ પ્રસંગમાં જે
રાજ્યતંત્ર ચાલતું હતું તે સ્વીકારી લીધું, તેમાં માત્ર અનિવાર્ય ફેરફારો જ
કર્યા અને જૂનું બીજું બધું એમ ને એમ રાખી દેશની મહેસૂલપદ્ધતિ અને આબાદી
માટે અગત્યનાં જેટલાં તત્ત્વો જોઈએ તેટલાં જ મજબૂત વિરુદ્ધ ધીમે
ધીમે ઉમેરાતાં ગયાં. વૉરન હેસ્ટિંગ્ઝની સત્તાના સમયમાં બંગાળા અને
બિહારના હિંદ—અંગ્રેજ વહીવટનું તંત્રનું આવું જ સ્વરૂપ હતું. તેના
અનુયાયીઓની સત્તાના સમયમાં ધીમે ધીમે આગળ રાજ્યવહીવટ
મુઘલાઈ સ્વરૂપથી દૂર અને દૂર ખસતો ગયો છે પરંતુ જૂના ઉપર
નવું મકાન બાંધ્યું છે, આપણા વર્તમાનકાળનું મૂળ મુઘલકાળમાં છે.

## ૩

## મુઘલ રાજ્યતંત્રનો ઉદ્દેશ

આપણે મુઘલ રાજ્યવહીવટનું તંત્ર યથાર્થ સમજીએ તે પહેલાં
તેના સ્વરૂપ અને ઉદ્દેશ સમજવાની જરૂર છે.

કુદરતી રીતે જ વહીવટ લશ્કરી હતો અને તેથી તે અનિવાર્ય
રીતે કેન્દ્રિત એકહથ્થુ સત્તાવાળું તંત્ર હતું. પ્રજાના મુસ્લિમ વિભાગને
માટે એ વહીવટ ધર્મવ્યવસ્થા અને રાજ્યવ્યવસ્થા બંનેમાં સર્વોપરિ સત્તા
ધરાવનારો હતો, અને એ કારણથી જ તેમના માટે તે સામાજિક વ્યવહારનો
પ્રબંધક પણ હતો. પરંતુ પોતાની બિન-મુસ્લિમ પ્રજા માટે તે ઓછામાં
ઓછી દખલગીરીની નીતિએ વર્તતો, તેમના પ્રત્યે તે માત્ર પોલીસની
અને મહેસૂલી વસૂલાત પૂરતો જ કરવેરો ઉઘરાવતો. લોકશિક્ષણમાં સહાય
કરવી તે રાજ્યનો ધર્મ નહોતો ગણાતો—ખરેખર ઈંગ્લાંડમાં પણ ઠેઠ
ઈ. સ. ૧૮૭૦ સુધી તે સર્વ નાગરિક કે જનતાનું કર્તવ્ય માનવામાં આવતું
હિંદુ અને મુસ્લિમ રાજનૈતિક સિદ્ધાન્ત અનુસાર કેળવણી ધર્મની
દાસી ગણાતી. જો રાજા કેળવણી માટે કંઈ ખર્ચ કરતો, તો તે કંઈ
રાજધર્મ લેખાતો નહિ, પરંતુ પંડોમાં સુખસમૃદ્ધિ મેળવવા પુણ્ય

પુણ્યકાર્ય તરીકે જ તેમ કરતો. બાદશાહો તરફથી કેટલીક મદ્રેસાઓને મદદ મળતી, પરન્તુ તેનું કારણ એ હતું કે તેઓ મસ્જિદો ની સાથે જોડાયેલી હતી અથવા તો જેમને રાજ્ય તરફથી વર્ષાસન મળતું તેવા ધર્મનિષ્ઠ પુરુષો તરફથી તેમાં શિક્ષણ આપવામાં આવતું અર્થાત્ તે મદ્રેસાઓ રાજ્યસ્વીકૃત ધર્મની સેવા માટે ધર્મશાસ્ત્રીઓને (ઉલેમાઓને) —શિક્ષણ આપતી સંસ્થાઓ હતી

એ પ્રમાણે કલા અને સાહિત્યને અપાતું ઉત્તેજન પણ રાજ્યકર્તાની કેવળ અંગત બાબત હતી, તેમાં ઉદ્દેશ રાષ્ટ્રિય સંસ્કૃતિ વિકસાવવાનો નહિ, પરન્તુ પોતાની જાતને માટે આનન્દ અને ગૌરવ પ્રાપ્ત કરવાનો હતો આ બાબતમાં રાજ્યાધીશનો દરજ્જો ખાનગી ધનાઢ્ય શહેરી જેટલો જ હતો અને પ્રજા પ્રત્યે પોતાની કંઈ વિશેષ ફરજ છે એમ તે માનતો નહિ

ટૂંકામાં મુગલ સત્તાના સમયમાં આધુનિક સમયની સામાજિક પ્રવૃત્તિઓ—આ શબ્દ તેના વિશાળ અર્થમાં વાપરું છું—પ્રજા ઉપર, સમાજ ઉપર, અથવા તો ન્યાતોના પંચ ઉપર છોડવામાં આવતી અને હિંદના મુગલ રાજ્યવહીવટના અભ્યાસીએ તેમનો સૂગામૂગા ત્યાગ કરવાનો છે

રાજસત્તાનો ઉદ્દેશ અત્યંત મર્યાદિત, ઐહિક અને લગભગ ચેતનરહિત હતો

બાદશાહી ખતપત્રો અને બીજા અમલ સાધનોના આધારે હિંદુસ્તાનના મુગલ સામ્રાજ્યના ઇતિહાસનો સૂક્ષ્મ અભ્યાસ રાજ્યવહીવટના લક્ષણો ની અમુક હકીકતો મનથી આપણા મન ઉપર છાપ પાડે છે

## ૪

## ૫ મુઘલાઈ રાજ્યવહીવટમાં પરદેશી તત્ત્વો

મુઘલાઈ રાજ્યવહીવટમાં બહારના પરદેશી તત્ત્વો નીચે પ્રમાણે હતા

પહેલું, મુઘલોની રાજ્યપદ્ધતિ રાજ્યકર્તાઓની જાતિ અને તેમના ધર્મના રંગે રંગાયેલી હતી. તે રાજવંશ હિંદની બહારના કેટલાક દેશોએ ઇસ્લામનો અંગીકાર કર્યો તે પછી આઠ સૈકાઓ બાદ હિંદમાં આવી વસેલો હતો અને એ દેશોમાં રાજ્યવહીવટના નવા સ્વરૂપનો વિકાસ થયો હતો. હિંદ બહારના મુસ્લિમ દેશોમાં જે સ્વરૂપનો રાજ્યવહીવટ લાંબા કાળથી જાણીતો હતો—અને સૈકાઓના અનુભવથી સર્વશ્રેષ્ઠ નીવડ્યો હતો—ઇરાકના અબ્બાસી અને મિસરના ફાતમિયા ખલીફાઓનો રાજ્યવહીવટ—તે આપણા તુર્ક (મુઘલ) વિજેતાઓ તેમની સાથે પોતાના નવા વતનમાં લાવ્યા હતા. મુઘલ રાજ્યવહીવટમાં હિંદના અને હિંદબહારના તત્ત્વો હતાં, વધારે ચોક્કસ રીતે કહીએ તો હિંદી જડતરમાં ફારસી-અરબી તત્ત્વ મઢેલું હતું.

તેમના રાજનીતિના સિદ્ધાન્તો, તેમની ધર્મવ્યવહારની પદ્ધતિ, તેમના કરવેરાના નિયમો, તેમના ખાતાની યોજના અને તેમના અમલદારોના હોદ્દા પણ હિંદની બહારથી તૈયાર માલ તરીકે આયાત કરવામાં આવ્યા હતા, પરન્તુ તે પહેલાંની જે જૂની દેશી પદ્ધતિ પ્રચલિત હતી અને શાસિત પ્રજાને પરિચિત હતી, તેની સાથે મેળ સાધવામાં આવ્યો હતો. બહારથી આયાત થયેલા તંત્રની વિગતોમાં સ્થાનિક જરૂરિયાત પ્રમાણે અનુકૂળ ફેરફાર કરવામાં આવ્યો હતો. તે સમયે પ્રચલિત આર્ય પદ્ધતિ અને હિંદુઓના આચારશાસ્ત્રના ગમ્યાગમ્ય નિયમો જેટલા પ્રમાણમાં ઇસ્લામી રાજનીતિના મૂળગત સિદ્ધાન્તોની વિરુદ્ધ ન હોય, તેટલા પ્રમાણમાં સ્વીકારી લેવામાં આવ્યા હતા, અને ખાસ અગત્યની નહિ એવી બાબતોમાં, રાજનીતિના દૃશ્ય સ્વરૂપમાં, અને સામાન્ય રીતે કહીએ તો, ગામડાંના વહીવટમાં અને સત્તાધિકારીઓની નીચલી શ્રેણીમાં, હિંદી રીતરિવાજો પ્રચારમાં

---

* લૉર્ડ ક્લાઇવે મુર્શિદાબાદમાં પુણ્યક્રિયા કરી હતી! અહીં આપણે મુસ્લિમ કાળમાં થઈને બ્રિટિશ સમય સુધી ચાલી આવેલો બહુ પ્રાચીન સમયનો હિંદુ મહેસૂલનો રિવાજ જોઈએ છીએ.

રહેવા દીધા હતા, જ્યારે પરદેશી આદર્શે તો રાજસભા (જે રાજ્યકર્તાની અંગત બાબત ગણાતી) અને ઉપલી શ્રેણિના સત્તાધિકારીઓ (જેઓ ઈરાન અને મિસરમાંથી પ્રેરણા મેળવતા) ઉપર જ ઘણીખરી અસર કરી હતી.

મુઘલ રાજ્યવહીવટમાના પરદેશી તત્ત્વનું દૃષ્ટાન્ત પ્રાંતિક વહીવટમાંથી સહેલાઇથી મેળવી શકાય છે. હેમ્બર્ગના પ્રોફેસર સી.એચ. બેકર ઇસ્લામના વિશ્વકોશમાં લખે છે કે, '(મિસરમાં) આરબ સત્તાની શરૂઆતના સૈકાઓમાં બે રાજકીય કાર્યો સ્પષ્ટ રીતે જુદા તરી આવે છે–રાજ્યપદ્ધતિ અને અર્થનીતિ. અમીર(ગવર્નર)ની પાસે લશ્કર અને પોલીસનો કાબૂ હતો અને તેના જેટલા દરજ્જાનો આમિલ(ખજાનાનો અમલદાર) હતો . . . આ બે અમલદારોને એક બીજા ઉપર સખત દેખરેખ રાખવાની હતી. લશ્કર અને કારોબારના ઉપરી તરીકે અમીર મુખ્ય સત્તાધીશ હતો, પરંતુ તે બંનેનો દરજ્જો સરખો હતો અને ખજાનાના વહીવટ કરનારની તો સુલ્તાન ઉપર કંઇક વિશેષ લાગવગ હતી.' (Encyclopaedia of Islam, Vol. II. P. 13.)

હવે, સૂબાદાર અથવા પ્રાંતીય હાકેમ અને દીવાન અથવા પ્રાંતનો મહેસૂલી અમલદાર એ બને વચ્ચે બરાબર આવો જ સંબંધ હતો.

આ બંને વચ્ચેની અમલદારી વિરુદ્ધતાનો અને પોતાના માલિક પ્રત્યેના પરસ્પરના દોષારોપણનો ચોખ્ખો દાખલો—કારણ કે પ્રો. બેકરના શબ્દો પ્રમાણે 'એક બીજા ઉપર સખત દેખરેખ રાખવાની દરેકની ફરજ હતી'—સત્તરમી સદીના ઓરીસાના મારા લંબાણ ઇતિહાસમાં—જે તત્કાલીન બાદશાહી ખતપત્રોના આધારે લખાયેલો હતો અને Journal of Bihar and Orrissa Research Societyના ઇ.સ. ૧૯૧૬ના જૂન અને સપ્ટેમ્બરના અંકોમાં પ્રથમ છપાયો હતો અને ત્યાર પછી Studies in Mughal India નામના મારા પુસ્તકમાં પુનર્મુદ્રિત થયો હતો તેમાં—મળી આવે છે.

આ પ્રમાણે રાજ્યવહીવટની ખાતાવાર વહેંચણી પણ હિંદુસ્તાનની બહારના ઇસ્લામી દેશોના નમૂના પ્રમાણે કરવામાં આવી હતી.

બીજું લક્ષણ એ છે કે રાજ્યતંત્રનું મૂળ લશ્કરી હતું, અને જોકે વખત જતાં તે દેશની ભૂમિમાં દઢીભૂત થયું હતું, તોપણ તેનું લશ્કરી સ્વરૂપ છેવટ સુધી કાયમ રહ્યું હતું. મુઘલ રાજ્યના દરેક અમલદારને લશ્કરી નામાવલિમાં દાખલ થવું પડતું હતું; તેને અમુક સંખ્યાના ઘોડેસવારના દરજ્જાની મનસબ આપવામાં આવતી, જેનાથી તેનો પગાર અને મોભો નક્કી થતો. મુલકી નોકરો, ધાર્મિક ન્યાયાધીશો, ટપાલ, આબકારી અને જકાતના ઉપરી અધિકારીઓ અને ઊંચા દરજ્જાના કારકૂનો અને હિસાબનીસોને પણ મનસબદારો એટલે લશ્કરના અંગભૂતો તરીકે દરજ્જા પ્રાપ્ત થતા હતા. તેમનાં નામ લશ્કરના અધિકારીઓની યાદીમાં જોડવામાં આવતાં, તેમના પગાર બક્ષીઓ (લશ્કરી પગાર વહેંચનાર) ચૂકવતા અને તેમને બઢતી મનસબના વધારા તરીકે મળતી. આ ઉપરથી એ સ્પષ્ટ થાય છે કે ખજાનો અથવા રાજ્યનું ખર્ચખાતું તે મુલકી અને લશ્કરી બેઉ વહીવટનું હતું અથવા તો ચોક્કસ સિદ્ધાન્તરૂપે મુલકી ખજાનો બિલકુલ હતો જ નહિ. તેમ છતાં આપણે એટલું યાદ રાખવું જોઇએ કે જોકે પગારપત્રકો બક્ષીઓ મંજૂર કરતા હતા, તોપણ ખરેખર નાણાં ચૂકવવાનું કામ દીવાન કે જે મુલકી અમલદાર ગણાતો તેના મારફતે થતું હતું.

ત્રીજું, મુઘલ સમયના હિંદુસ્તાનની જમીનમહેસૂલની પદ્ધતિનું મુખ્ય નોંધવાલાયક લક્ષણ એ છે કે દેશની વાંગા સમયની જે પ્રાચીન પ્રથા હતી તેને જાળવી રહેવામાં આવ્યું હતું. ખરેખર આરંભના મુસ્લિમ વિજેતાઓએ ડહાપણથી પ્રાચીન હિંદુ મહેસૂલી પદ્ધતિને કાયમ રાખી હતી, હિંદુ મહેસૂલી અમલદારોને નોકરીમાં રાખ્યા હતા, અને જ્યાંસુધી જમીનમહેસૂલ નિયમિત રીતે ઉઘરાવવામાં આવતું અને તેમાં કોઈ નજરે ચઢે તેવી ઘાલમેલ કે ખામી થતી નહિ ત્યાંસુધી ઉપરીઓ એ ખાતાના કામમાં ભાગ્યે જ આડા આવતા હતા.

ઉપરની ટીકા માત્ર જમીનમહેસૂલ સંબંધી જ સાચી છે. આ ખાતુ હમેશા હિંદુસ્તાનની સરકારની સૌથી વિશેષ પ્રાચીન પરંપરાને વળગી રહેનારુ અને જુનવટ જાળવી રાખનારુ રહેલુ છે, પરન્તુ રાજ્યની બીજી આવકની બાબતમા તો કુરાનનો કાયદો અને હિંદુસ્તાનની બહારના ઇસ્લામી રાજ્યોની પદ્ધતિ જ પ્રમાણભૂત હતા અને આપણે હિંદુસ્તાનના મુસ્લિમ સમયના ઇતિહાસમા જોઇએ છીએ કે મહેસૂલી ખાતાની કારોબારી પદ્ધતિનો ઇસ્લામના ધાર્મિક કાયદા સાથે મેળ બેસાડવાના વારવાર પ્રયત્નો કરવામા આવ્યા હતા આ પ્રમાણે સત્તરમી સદીમા મુઘલ સામ્રાજ્યની સમગ્ર મહેસૂલી પદ્ધતિનો જે વિકાસ થયો હતો તે બે બળના પરિણામ રૂપે હતો—કાળપરિપક્વ હિંદુ પ્રાચીન પદ્ધતિ અને અરબસ્તાનનો ઇસ્તામી સિદ્ધાન્ત

આ બને વિરુદ્ધ તત્ત્વોનુ મિશ્રણ કઈ હમેશા સુખદ અથવા તો ફલપ્રદ બનતુ નહિ અને હિંદુ રસમનો કચરી નાખનાર બોજ ફીરોઝશા તઘલખ અથવા ઔરગઝેબ જેવાની કુરાન અનુસાર વહીવટતત્રને ચલાવવાની ઉત્કટતાને બહુ ભારે પડી ગયો હતો જ્યારે તેમની આખ મીંચાણી, ત્યારે અથવા તેમના જીવતા પણ, કુરાનના કાયદાને થોડો સમય અનુસર્યા પછી પાછી હતી તે પ્રાચીન ઘરેડમા એ પદ્ધતિ પડી ગઈ આ વિષય હવે પછીના ભાગમા વધારે વિસ્તારપૂર્વક ચર્ચવામા આવશે

## ૫.

## ઉદ્યોગ ચલાવનાર રાજ્ય

ચોથુ, મુઘલાઈ હિંદમા સૌથી મોટુ કારખાનાદાર રાજ્ય હતુ અથવા તો જુદી જુદી જાતની વિશાળ પ્રમાણમા બનાવટો તૈયાર કરનાર માત્ર એક જ કારખાનાનો માલિક રાજ્યકર્તા હતો અત્યારે ખુલ્લા બજારમાથી તૈયાર માલ સરકાર ખરીદે છે અથવા તો કટ્રા-

કરીગરોને મોટા જથાની વરદીઓ આપે છે, તે પ્રથા તે સમયના ગૃહ-ઉદ્યોગોને અંગેનસતી થઈ પડત નહિ તે સમયે ખાનગી મૂડીદારો તરફથી વેચાણને માટે વિશાળ પ્રમાણમાં તૈયાર થતા માલનુ ઉત્પન્ન ખ્યાલમાં પણ આવવાનો સંભવ નહોતો; તેથી પોતાને જોઈતો માલ બનાવવાની રાજ્યને ફરજ પડતી

અને તેની જરૂરિયાત ઘણી વિશાળ હતી દર વર્ષે બે વખત —ઉનાળામાં અને શિયાળામાં—ઋતુને અનુકૂળ ખિલાત (પોશાક) બાદશાહ તરફથી દરેક મનસબદારને આપવામાં આવતો, અને ઈ. સ. ૧૬૯૦મા રોકડ પગાર મેળવનાર મનસબદારોની સંખ્યા ૭૫૦૦ અને જાગીરદાર મનસબદારોની સંખ્યા ૪૦૦૦ હતી. મોટા ઉમરાવોના ખિલાતમાં પોષાકની કેટલીએ વસ્તુઓનો સમાવેશ થતો. આ બે સામાન્ય મોસમો ઉપરાંત રાજવંશીઓને, ખડિયા રાજાઓને અને બીજા ઘણા મનસબદારો અને દરબારીઓને બાદશાહના બે જન્મદિવસોએ (સૌર વર્ષ અને ચાન્દ્ર વર્ષ પ્રમાણે), તેના ચાન્દ્ર વર્ષ પ્રમાણેના રાજ્યાભિષેકના દિવસે, બે ઇદના દિવસોએ અને ઔરંગઝેબના રાજ્ય સુધી ફારસી નવરોઝના દિવસે (કે જ્યારે સૂર્ય મેષ રાશિમાં પ્રવેશ કરે છે) પણ ખિલાત આપવામાં આવતા. વળી એવી પણ પ્રથા હતી કે જ્યારે જ્યારે માણસો બાદશાહની હજૂરમાં દાખલ થાય, અગર તેની વિદાય લે, અથવા તો કોઈ હોદ્દા ઉપર નિમણૂક થાય, અને ઔરંગઝેબના સમયમાં તો ઇસ્લામધર્મનો અંગીકાર કરે, તે વખતે પણ ખિલાત આપવામાં આવતો.

આ ઉપરથી જણાશે કે શાહી સરકારને આખા વર્ષની જરૂરિયાત માટે કાપડ અને તૈયાર પોષાકનો મોટો જથ્થો સીલકમાં રાખવો પડતો. આ માગણીને પહોંચી વળવાને માટે રાજ્યને સામ્રાજ્યના મુખ્ય શહેરોમાં પોતાની માલિકીના કારખાનાં રાખવા પડતા. આને માટ કાબેલ કારીગરોને ભેગા કરવા પડતા (ઘણી વખતે તો દૂરના સ્થાનોમાથી), તેમને દારોગાની દેખરેખ નીચે કામ કરવું પડતુ, તેમને

રોજ (દરરોજનો પગાર) આપવી પડતી, અને તેમની પાસે તેમની કારીગરીનો માલ તૈયાર કરાવવામા આવતો કે જે વખારોમા યોગ્ય રીતે સંઘરી રાખવામા આવતો.

શાહી મહેલના સામાન્ય વપરાશની અને મોજશોખની અનેક વસ્તુઓ પણ આ રીતે તૈયાર કરાવવામા આવતી હતી. ખાન-ઇ-સામાન(ઘરખટલાનો ઉપરી અધિકારી)નુ એ કાર્ય હતુ કે બજાર-માંથી મળતો માલ ખરીદવો અને બાકીનો માલ કારખાનામા એવી રીતે તૈયાર કરાવવો કે જ્યારે જરૂર પડે ત્યારે રજૂ કરી શકાય. ઔદ્યોગિક ક્ષેત્રમા રાજ્યની કેટલી વિશાળ પ્રવૃત્તિ હતી તે આ કાર-ખાનાઓના વીગતવાર અભ્યાસથી જાણી શકાય એમ છે.

પાચમુ, મુઘલ રાજ્યતત્ર અત્યત કેન્દ્રિત એકહથ્થુ સત્તા હતી. રાજ્યાધીશ આખા વહીવટી યત્રનો શક્તિપૂરક હતો જયા રાજ્યાધીશ સ્વતંત્ર હોય, સર્વોપરિ સત્તા એક જ મનુષ્યમા કેન્દ્રિત થયેલી હોય, પ્રદેશ વિશાળ હોય, પ્રાતો વચ્ચેના વ્યવહારનાં સાધનો મદ અને કઠિન હોય, સ્થાનિક અમલદારોની વારવાર બદલીઓ થતી હોય, અને પ્રજામા રાજકીય જીવન અથવા તો કાર્યારભની શક્તિનો અભાવ હોય, ત્યા સરકારી ખતપત્રો અને નોંધોના ઢગલેઢગલા હોય એ કુદરતી છે. યુદ્ધનો સમય બાદ કરીએ તો મુઘલ રાજ્ય તે 'કાગઝી રાજ્ય' (કાગળીએ કુશળ) હતુ તેમા અમલદારોને ઘણા ચોપડા રાખવા પડતા—જેવા કે કાગળોની બારનીશીઓ, હાજરીપત્રકો, વિવરણપત્રકો, નોકરોના ઇતિહાસના પત્રકો, સમાચારપત્રો અને તુમારો તેમજ હિસાબોની બે અથવા ત્રણ નકલો—પૂરેપૂરી કે તાર-વણી રૂપે—, એ ઉપરાત શાહી સરકારને સમાચારો પૂરા પાડવા માટે જાસૂસો અને ખેપિયાઓનુ મોટુ લશ્કર રાખવામા આવતુ હતુ.

:૬:

રહ્યું, કાયદા અને ન્યાય પ્રત્યેનું તેનું વલણ આપણા વિચારો-
ની વિરુદ્ધ હતું. આધુનિક રાજ્યસત્તાનું સૌથી વધારે અગત્યનું કાર્ય
ન્યાયવ્યવસ્થા અને સુલેહશાન્તિ જાળવવાનું છે. અહીં મુઘલ રાજ્ય
સત્તા નગરોમાં નગરી અને અમલાનુસાર સુધારણા અને નિકાસને
માટે વધારે પણ સમર્થ નહોતી. અલબત્ત પરદેશી હુમલાથી અને
આંતરવિગ્રહથી દેશનો બચાવ કરવાનો, અને પોતાના પ્રતિનિધિઓ
મારફત શહેરોમાં જાનમાલનું રક્ષણ કરવાનો તેણે સ્વીકાર કર્યો
હતો. પરંતુ વિશાળ ગ્રામવિસ્તારની રક્ષાનું કામ ત્યાંના રહેવાસીઓ
ઉપર છોડી દેવામાં આવ્યું હતું. તે કામ સ્થાનિક ચોકીદારો
કરતા, જેઓ ગ્રામપંચાયતોના નોકર ગણાતા અને તેમને
ગામની જમીનના ઉત્પન્નમાંથી ગામડાના વતનીઓ નિભાવતા અને
રાજ્ય તરફથી પગાર મળતો નહિ, તેમ જ રાજ્યની તેમના ઉપર
દેખરેખ નહોતી.

ગામડાઓની શાન્તિ અને રક્ષાની જવાબદારી અંગીકાર કરવાને
બદલે મુઘલ રાજ્યસત્તા ગામડાના લોકોને જ તેમની પોતાની અને
પડોશના રસ્તાઓના મુસાફરોની માલમિલકતની સલામતી માટે
જવાબદાર ગણતી. અલબત્ત, રાજ્યનો પ્રતિનિધિ ફોજદાર હતો ખરો,
પણ એની હકૂમતનો પ્રદેશ એટલો વિશાળ હતો કે બધાં ગામડાના
ચોકીદારો ઉપર દેખરેખ રાખવાનું અશક્ય હતું. તેની ખાસ ફરજ
તો સ્થાનિક જમીનદારોના બળવા, લૂંટારુઓની વ્યવસ્થિત મોટી
ટોળીઓના હુમલા અથવા તો જમીનમહેસૂલ ખજાનામાં જતી અટકાવ-
વાની વિશાળ પાયા ઉપરની પ્રવૃત્તિઓ—એવા વિસ્તૃત જાગજોગના
નામચીન કાર્યોનો પ્રતિબંધ કરવો અથવા તેમને સજા કરવી
એ હતી.

ન્યાયની બાબતમાં, મુઘલ બાદશાહને ન્યાયનિધિ થવાનું અને
પૂર્વજોની રૂઢિ પ્રમાણે ખુલ્લી અદાલતમાં જાતે ઇન્સાફ ચૂકવવાનું

ઘણું પસંદ હતું. શાહજહાન અને ઔરંગઝેબ બંને બુધવારના દિવસે જાહેર દરબાર ભરતા નહિ, પરન્તુ એ દિવસ ન્યાયસભા માટે અલગ રાખતા. "બાદશાહ દર્શન-ઝરૂખામાંથી સીધો દીવાને ખાસમાં આઠ વાગ્યાના સુમારે આવતો અને મધ્યાહ્ન થતા સુધી ન્યાયાસને બિરાજતો. તે સભાગૃહ ન્યાયાધિકારીઓ, કાઝીઓ, આદિલો મુફતીઓ, ઉલેમાઓ, ફતવાગિરો, દરોગા-ઈ-અદાલત અને કોટવાલોથી ભરાઈ જતું. જેની હાજરીની ખાસ જરૂર ન હોય તેવા કોઈ દરબારીને તેમાં દાખલ કરવામાં આવતો નહિ. ન્યાયાધિકારીઓ એક પછી એક ફરિયાદીઓને રજૂ કરતા અને તેની ફરિયાદો પેશ કરતા. બાદશાહ હકીકતોની ચકાસણી કરતો, ઉલેમાઓને કાયદાકાનૂનની પૂછપરછ કરતો અને તેને અનુસરીને ઈન્સાફ આપતો. દેશની સર્વોપરિ સત્તા પાસેથી ન્યાય મેળવવાને ઘણા માણસો બહુ દૂરના પ્રાંતોમાંથી આવતા. જેમના ફરિયાદનામાની તપાસ મૂળ સ્થળ ઉપર ગયા સિવાય થઈ શકે નહિ, તેમના પ્રાંતના હાકેમ ઉપર બાદશાહ હુકમ લખી મોકલતો કે 'સાચી હકીકતની તપાસ કરો અને કાં તો ત્યાં જ ન્યાય ચૂકવો અથવા તો તપાસણીના હેવાલ સાથે પક્ષકારોને અહીં પાછા મોકલો.'

બાદશાહ વરિષ્ઠ ન્યાયાધીશ હતો અને કેટલીક વખત પ્રાથમિક અદાલતનું કામ પણ બજાવતો, પરન્તુ સ્વાભાવિક રીતે જ થોડાક જ ફરિયાદીઓ બાદશાહી તખ્ત સુધી પહોંચી શકતા અને બાદશાહ પણ પોતાના તરફ આવતા વિવાદોમાંથી માત્ર થોડાનો જ ચુકાદો આપવાને વખત ફાજલ પાડી શકતો, જોકે ઘણા મુઘલ બાદશાહો (અને ખાસ કરીને જહાંગીર) આગ્રાના કિલ્લાની બહાર મહેલના ઝરૂખામાંથી જમીન સુધી સોનાની સાંકળ લટકાવતા અને તેના છેડા ઉપર સામાન્ય લોકો રાજમહેલના હજુરિયા અને સિપાઈસિપરાની ખુશામદ કરવાને બદલે બાદશાહ સમક્ષ રજૂ કરવાની અરજીઓ બાંધતા. આ પ્રમાણે આ બાદશાહો પોતાના રાજધર્મના પાલનનું પ્રદર્શન કરતા હતા.

કાયદા અને ઇન્સાફના ખાતાની મુખ્ય ખામી એ હતી કે તેમા કોઈ વ્યવસ્થા નહોતી, નાની અદાલતથી માડી વરિષ્ઠ અદાલત સુધી નિયમિત માગ યોજના નહોતી અથવા તો પ્રદેશના વિસ્તારના પ્રમાણમા અદાલતોની પૂરતી જોગવાઈ નહોતી

નહે ાશાહતના કાઝી-ઉલ્-કાઝાત (વડો કાઝી) તરફથી નિમાયેલા એક કાઝી દરેક પ્રાતના મુખ્ય શહેરમા રહેતો, પરન્તુ તેના હાથ નીચે કોઈ નાની કે પ્રાથમિક અદાલત નહોતી અને વિચાર કરવાને માટે કોઈ પ્રાતિક અદાલત પણ નહોતી નાના ગામો અને ગામડા ઓમા કાઝી નહોતો અને તેથી તેઓ ઇન્સાફની બાબતમા નધણિયાતા ખેતર જેવા હતા, જોકે તમા રહેનાર મર્દ ફરિયાદી પૂરના સાધન અને શક્તિવાળો હોય તો તે પ્રાતના કાઝી સુધી પોતાનો દાવો લઈ જઈ શકે ખરો

પ્રાતિક કાઝીના અધિકારનો પ્રદેશ વિશાળ હતો અને તેના મુખના ભાગમા ભાગ લડાવે તેવો કાયદેસરનો મદદનીશ તેને કોઈ હતો નહિ, તેથી પ્રાતની ફરિયાદોના માત્ર નાના ભાગનો જ તે નિકાલ લાવી શકતો પોતાના ગામને આગળે પ્રાથમિક અદાલત અને વિચાર માટે પુષ્કળ અદાલતો અને રાજધાનીની છેવટની વરિષ્ઠ અદાલત-ન્યાય મેળવવાની આવી સગવડ આધુનિક સમયમા ગામડાના રહેવાસીને ઘણા આનન્દનો વિષય છે

એટના માટે ગાણુઓને પોતાના મતભેદોનો નિકાલ પોતપોતાના ગ્યગામા જ ન્યાતના પચ મારફતે, ગામની પચાયત મારફતે કે નિષ્પક્ષ પાત મધ્યસ્થ (માલી)મારફતે કે છેવટે ગાળ કે વગ લગાડીને કરવો પડતો

ન્યાયની પદ્ધતિની ન્યૂનતા અને અપૂર્ણતામા વધી એ કારણથી વધારો થતો હતો કે બાદશાહનો સ્વીકૃત કાયદો કુરાનનો હતો, કે જેનો ઉદ્ભવ અને વિકાસ હિંદુસ્તાનની બહાર થયો હતો આરબ પયગમ્બરને પ્રેરણા થઈ હતી તે પ્રમાણે એ કાયદો કુરાનના પાનામા જ મર્યાદાને માટે ઠેરવેલો નક્કી થયો હતો પરન્તુ કુરાનના શબ્દોના

પોતાનો એવો આદર્શ રાખવો તે અબુલ ફઝલ આપણને જણાવે છે. વળી તે એક પ્રૌઢ આલંકારિક છે, અને તેને સત્ય હકીકત જણાવવાની હોય ત્યારે પણ તે તેને અલંકારો અને આડાઅવળા શબ્દોના ઢગલા નીચે દાટી દે છે. જોકે તેના ગ્રંથમા આવેલા આંકડાનો વિભાગ વીગતવાર અને ચોક્કસ છે, તોપણ તે રાજ્યવહીવટના તંત્રનુ શુદ્ધ અને સુરેખ ચિત્ર દોરવામા આપણને માથી મદદ કરતો નથી. આઈનનો વર્ણનાત્મક ભાગ આપણે વાચતા હોઈએ ત્યારે અસ્પષ્ટ અને અસંભવિત ચિત્ર જોવાથી જે પ્રમાણે અપ્રસન્નતા થાય તે પ્રમાણે આપણે અપ્રસન્ન થઈએ છીએ.

તે ગ્રંથનુ બહુ મોટુ કદ અને તેમાના મોટા ભાગના લખાણનાં નિરુપયોગીપણાને લીધે અકબરના વશજોના રાજ્યમા એના જેવા બીજા ગ્રથો લખવાનુ કે આઈન–ઈ–અકબરીને અદ્યતન સ્વરૂપ આપવાનુ યોગ્ય ધારવામાં આવ્યુ નહિ હોય અમલદારોની જરૂરિયાત માટે અબુલ ફઝલની શૈલીથી વિરુદ્ધ શૈલીમા દસ્તૂર–ઉલ્–અમ્લ નામની પોથીઓની એક શ્રેણિ તૈયાર કરવામા આવી હતી આમા બહુ ઊંચા પ્રકારના ફકરાઓના સગ્રહ છે અને તેમા હકીકતો, આંકડાઓ અને યાદીઓ પુષ્કળ પ્રમાણમા છે અને વર્ણનાત્મક હકીકત નથી, તેમ જ ભાગ્યે જ એકાદુ વાક્ય પૂર્ણ સ્વરૂપમા હશે (વેદ પછીના કાળમા રચાયેલા સૂત્રોની તે યાદ આપે છે) આવી નાની પોથીઓ સહેલાઈથી સુધારી શકાતી અને પાછળના નાન્યમા અદ્યતન બનાવી શકાતી સુધારવાની રીત એવી હતી કે દરેક પ્રકરણના અંત વધારાની હકીકત ઉમેરવામા આવતી અને એ રીતે સમયાનુકૂલ બનાવવામા આવતી. આ માટે છેલ્લામા છેલ્લી દસ્તૂરોથી આપણને વધારેમા વધારે ઉપયોગી છે, તેના પહેલાની પોથીઓનો એમા સમાવેશ થાય છે અને તેમા માત્ર થોડાક જૂના આંકડા જોવામા આવતા નથી, પણ તેને બદલે વધારે નવી હકીકત જોવામા આવે છે

આવી દસ્તૂર–ઉલ્–અમ્લની પોથીઓ શાહજહા અને ઔરંગ-

ઝેબના સમયમાં તૈયાર કરવામાં આવી હતી અને તેની ઘણી હાથપ્રતોનું અસ્તિત્વ જાણવામાં છે. ટોમસે આમાંના પાંચ ગ્રંથોનો ઉપયોગ કર્યો હતો. મારા ઔરંગઝેબના ઇતિહાસમાં આંકડાઓ, સ્થળવર્ણનો અને રસ્તાઓ સંબંધી પ્રકરણમાં તે ગ્રંથોમાંના એકનો ઉપયોગ કર્યો છે. (બંગાળાની એશિયાટિક સોસાયટીની હાથપ્રત ડી ૧૬૩)

પરન્તુ ત્યાર પછી દસ્તૂર-ઉલ્-અમલની વધારે સારી પોથી મેં નકલ કરી છે અને તેનો અભ્યાસ કર્યો છે. લંડનની ઇંડિયા ઑફિસના પુસ્તકાલયની ફારસી આ. ૩૭૦ની એક હાથપ્રત જે આરંભ અને અંત બંનેમાં ત્રૂટક છે અને બીજી બ્રિટિશ મ્યુઝિયમની પ્રાચ્ય આ. ૧૬૪૧ની સંપૂર્ણ છે, પણ તેનું નામ છે ઝવાબિત-ઇ-આલમગિરિ કિંવા બાદશાહ ઔરંગઝેબના ધારાધોરણો. તે બંને પ્રતો એક જ ગ્રંથની નકલો છે, જોકે તેમનાં નામમાં તફાવત છે અને જુદીજુદી પ્રતો ઉપરથી ઉતારેલી છે. તે ઇ.સ. ૧૬૯૦ એટલે ઔરંગઝેબના તેત્રીસમા વર્ષ સુધીના આંકડા આપે છે. તે વખતે વિજાપુર, ગોવળકોંડા અને રાયગઢ (મરાઠાની રાજધાની) કબજે લઈને એ રાજ્યોને દિલ્હીની સલ્તનત સાથે જોડી દીધા પછી મુઘલ સામ્રાજ્ય ચડતીના શિખરે પહોંચી ગયું હતું. અઢારમી સદીના મધ્ય સુધીના સમયના પાછળના કાળના આંકડાઓ તો જગજીવનદાસ અને ચતારમનના ગ્રંથોમાંથી મેળવી શકાય એમ છે, જેમાંના બીજાનો ઉપયોગ મેં મારા 'ઔરંગઝેબના સમયનું હિંદ' એ નામના ગ્રંથમાં કર્યો છે. પરન્તુ તે [illegible] રાજ્યવહીવટની દરમ્યાન ન હોવાથી, આપણા અભ્યાસમાંથી તેને દૂર રાખવો જોઈએ.

## ૯

## દસ્તૂર-ઉલ્-અમલમાં આપેલી હકીકત

દસ્તૂર-ઉલ્-અમલ થોડામાં થોડા શબ્દોમાં જુદાજુદા સૂબાઓ (પ્રાંતો)ની મહેસૂલ, તેમના પેટા વિભાગ, સલ્તનતના જુદાજુદા મહેલો

વચ્ચેનું છેદું; રાજદરબારમાં મોકલવાના પત્રોના નિયમો, જુદાજુદા દીવાનોની કચેરીઓ તરફ મોકલવાની નોંધવહીઓ; રાજ્યનું કુલ ખર્ચ, મનસબદારો અને લશ્કરી ટુકડીઓની સંખ્યા; હિંદુ અને મુસ્લિમ ઉમરાવોના હમેશના મુલ્કાતો, ગાયકો અને લહિયાઓ, દીવાનો અને બક્ષીઓના કામની વહેંચણી; ખાને સામાન, મીર આતિશ અને બરકંદાઝોના મુશરીફોના કામોની પદ્ધતિ; આહાદીઓના બક્ષીઓનું કામકાજ; દીવાનની કચેરીના કામની વીગતો અને બાદશાહ તરફ મોકલવાના, જવાબ આપવાના અથવા મહીઓ કરવાના કાગળો; શાહજાદાઓ અને મનસબદારોને રોકડ પગાર આપવા સબંધી ઝીણા ઝીણા નિયમો, દયદળના ઘોડાઓને ડામવાના અને એડીઓ જડવાના નિયમો, અમલદારોના દરજ્જા પ્રમાણેના વર્ગો, રજાઓ અને વિશેષ રજાઓના નિયમો; અમલદારના દરજ્જા પ્રમાણે તેની જાગીર નક્કી કરવાના ઝીણવટભર્યા ધારાધોરણ, હજૂરિયાના પગારની ચુકવણી, જુદાજુદા દરજ્જાના મનસબદારોના સરસામાન ઉપાડનાર જાનવરોના ઘાસદાણાની નિમણુક —આ બધી બાબતોનો સમાવેશ થતો હતો.

દેશના જુદાજુદા ભાગોમાં ચાલતા તોલમાપના કોષ્ટકો; હિંદની બહારના જુદાજુદા દેશોમાં ચાલતા નાણાંના હૂંડિયામણના દર, સલ્તનતના કિલ્લાઓની યાદી, ચઢતાઉતરતા મનસબદારોની ક્રમયાદીઓ, બઢતી, બરતરફી અને માદગીની રજાઓ સબંધી નિયમો—ટૂંકામાં પગાર સબંધી નિયમો, યુરોપિયન તોપચીઓ, મોરચા ગોઠવનારા, અને તોપ ઢાળનારાઓના ખાસ પગારો, બરકંદાઝોને દારૂગોળીઓની વહેંચણી, હથિયારોનું વર્ગીકરણ, જજિયા વેરાના દર, મુસાફરીને અનુકૂળ ઋતુઓની યાદીઓ, પ્રાન્તની મહેસૂલ, જુદાજુદા શાહજાદા, શાહજાદીઓ અને ઉમરાવોની જપ્ત થયેલી જાગીરો, ઈરાનથી આવેલી ભેટસોગાદોની યાદીઓ, શાહી ખજાનાની રોકડ રકમો, કારખાનાની યાદીઓ, ઔરંગઝેબે રદ કરેલી આબવાબો અને કાયદા વિરુદ્ધની જાહેર કરેલી રસમો; બિજાપુર અને ગોલકોંડાના ઘેરા વખતે ઔરંગઝેબનો

લશ્કરી સરંજામ અને તેના સમયના દક્ષિણના કિલ્લાઓનુ વર્ણન, અને બાદશાહની દક્ષિણની ચઢાઈઓ સંબંધી વીગતો અને દક્ષિણના પ્રાંતોના આંકડા, આ બાબતો પણ ઉક્ત ગ્રંથોમા હોય છે

ઉપરની બાબત ઉપરથી જણાશે કે દસ્તૂર-ઉલ્-અમલમા કેટલી બધી ઉપયોગી અને તદ્દન નવી હકીકતોનો સમાવેશ થાય છે એની મદદ સિવાય મુઘલ રાજ્યવહીવટનો સંપૂર્ણ અભ્યાસ અશક્ય થઈ પડે. કમનસીબે બંને પ્રતોની લખાવટ સારી નથી, અને ઘણી જગ્યાએ તો સરકારી ગૌણ નામોનો અર્થ અનુમાનથી બેસાડી શકાય છે, આંકડાઓ અરબી અક્ષરોમા લખેલા હોતા નથી, પણ રકોમ કહેવાતી વિચિત્ર નિશાનીઓમા લખેલા હોય છે અને જો તે સહેજ બેદરકારીથી લખાયેલા હોય તો રકમોમા દસગણો અને સોગણો ફેર પડી જાય છે શુદ્ધ અક્ષરે લખાયેલી વિશ્વસનીય નકલ (દસ્તૂરની) મળી આવવાનો સંભવ નથી.

આથી, આવા કીમતી સાધનોનો આપણે પૂરેપૂરો લાભ ઉઠાવી શકીએ એમ નથી તેના અભ્યાસના થોડાક ભાગ માટે અનુમાન ઉપર જ આધાર રાખવાની અને જૂજ જગ્યાએ તો લખાણ નિરુપયોગી તરીકે છોડી દેવાની જરૂર પડે છે

સારે નસીબે દસ્તૂરમા હિંદી ઇરાની સાહિત્યમા અજોડ એવા પાછળના ગ્રંથ ઉપરથી સુધારોવધારો આપણે કરી શકીએ છીએ તે ગ્રંથ મુહમ્મદ અલીખાં કે જે ગુજરાતનો દીવાન હતો તેનો મિરાતે અહમદી નામનો ઈ.સ. ૧૭૪૮મા લખાયેલો ગુજરાતનો ઇતિહાસ છે ગ્રંથકર્તાએ તેની કચેરીમા જાળવી રાખેલા પ્રાંતના અગત્યના ઉપર લખાયેલા બાદશાહી ફરમાનોની અને તેટલી નકલો આપી છે આ બાબતમા ગુજરાતના પ્રમાણભૂત ખતપત્રોના આધારે લખાયેલી ચોક્કસ હકીકતોની ખાણ જેવો આ ગ્રંથ છે આમાના ઘણા ફરમાનો બીજા ગ્રંથોમા આપેલા ફરમાનોની સાથે સરખામણી કરતા મુહમ્મદ અલીખાનની પ્રામાણિકતા અને તેના ઉદ્યોગની સાબિતી મળે છે

આ ગ્રંથ મુંબાઈમાં શિલાછાપખાનામાં છપાયો હતો અને છાપનાર માણસના અક્ષરો ખરેખર સુંદર છે, પરન્તુ તેનું ફારસી ઐતિહાસિક ગદ્ય લખાણનું જ્ઞાન પરિમિત જણાય છે. તેણે મૂળ લખાણમાં ઘણી જગ્યા કોરી રાખી છે અને સુધાર્યા વિના મૂળ પ્રતની ભૂલો કાયમ રાખી છે અને વાંચી શકાય તે રીતે લખવાનો પ્રયત્ન કર્યા વિના ઘણી બાબતો અસ્પષ્ટ રાખી છે—ખુલ્લું જણાય છે કે એ પોતે જ સમજી શક્યો નહિ હોય. જો આ હાથપ્રતની શુદ્ધ અને ભરોસાલાયક નકલ મળી આવે તો, જે સ્થળે પ્રકાશની જરૂર છે, તે સ્થળે આપણા જ્ઞાનમાં વધારો કરવા તે સમર્થ થાય.

.૧૦:

## અમલદારોની ફરજોનું પુસ્તક

મુઘલ રાજ્યવહીવટ સંબંધી હકીકતનું જરા ઊતરતું સાધન તે એક વિલક્ષણ ફારસી હાથપ્રત છે, જે અઢારમી સદી કરતાં મોડી લખાયેલી નથી અને મને પટણાના એક જૂના કાયસ્થ કુટુંબમાંથી મળી હતી. તે અગિયાર પંક્તિઓના ૧૩૮ પાનાનું નાનું પુસ્તક છે અને આરંભ, અંત અને વચમાંથી બબ્બે પાનાં ખૂટે છે. હું તેને અમલદારોની ફરજોનું પુસ્તક કહીશ. આપણે જાણીએ છીએ કે આરબ સત્તા નીચેના મિસરમાં અમલદારોએ સંખ્યાબંધ પુસ્તકો લખ્યાં હતાં, જે રાજ્યવહીવટના અભ્યાસીને અત્યંત મૂલ્યવાન છે. મુસાલિકિમા સરકારી ખાનપ્રાંતની સમૃદ્ધિ ભરેલી છે . . . . ઈબ્ન તુગાયરની ફાતિમિદ રાજસભામાં પાળતી અદબોનું ઘણું સૂક્ષ્મ વર્ણન નાજવિધિના પુસ્તકોમાંથી નકલ કરેલું લાગે છે. ઇબ્ન મમ્મતી દીવાનના માટેના નિયમો જાતમાહિતીથી અને પાછળના ભાગમાં ખજાનાના પુસ્તક અલ્-ઓમારીમાંથી આપે છે.

મારી છેલ્લી હાથપ્રતમાં મુઘલ રાજ્યવહીવટી અમલદારોએ કેવી રીતે વર્તવું, તેમને કઈ કઈ ફરજો અદા કરવાની હતી, અને કયા કયા ખાતાં તેમણે તૈયાર કરવાં અને કેવી કેવી એકઠી નકલો રાખવી,

કઈ કઈ માન્યતાઓ રાખવી, તે બાબતો આપેલી છે તે સંવાદના રૂપમાં છે દરેક પ્રકરણ કોઈ જગ્યા માટેના ઉમેદવાર (દાખલા તરીકે ફોજદારી) ના નિવેદનથી શરૂ થાય છે 'મારા માલિકને સંતોષ આપવાને, લોકોને રાજી રાખવાને અને મારી જાતને માટે આબરૂ અને આબાદી મેળવવાને મારે કેવી રીતે ચાલવું?' નવા નિમાયેલા અમલદારે કયા ખાસ ગુણો ધરાવવા, તેના હોદ્દાનું ચોક્કસ સ્વરૂપ, તેના માર્ગમાં આવતી લાલચો અને ભય એ બાબતોની લાંબી યાદી તેને જવાબમાં મળે છે અને આ તે જવાબના એક ભાગમાં સામાન્ય સારી શિખામણ હોય છે, પણ એમાંની ઘણી હકીકત મુઘલ વહીવટદારોના ખરેખર અનુભવ અને લાંબા સમયના વર્તનના આધારે ઘડાયેલી હોય છે અહીં આપણે માત્ર સિદ્ધાંતના પુસ્તકમાં ન મળી શકે તેવું રાજ્યવહીવટનું અસલ સ્વરૂપ જોવાને મળે છે

આ સાધનો મારફતે જે હકીકત મળે છે તેમાં ઉમેરો સોળમી સદીના 'અકબરનામા'થી માંડીને ઈ.સ. ૧૭૦૯ના 'બહાદુરશાહનામા' સુધીની મુઘલ બાદશાહોની દરબારી નોંધપોથીઓમાંથી થઈ શકે છે. પણ તેની અંદર વહીવટી કાનૂનો અને પદ્ધતિમાં થયેલા સુધારાવધારા બહુ વિશાળ જગ્યામાં છૂટક છૂટક વેરાયેલા છે અને આ બધા ગ્રંથ ખંડખંડોમાંથી જોઈતી હકીકતની તારવણી કરવામાં અને તેમને વ્યવસ્થિત કરી બે સૈકાઓના રાજ્યવહીવટના વિકાસના ઇતિહાસની પુનર્રચના કરવામાં આખી જિંદગીના અભ્યાસની જરૂર છે મેં માત્ર ઔરંગઝેબના સમયની અરધી સદીના ગાળામાં છૂટક વેરાયેલી આ જાતની માહિતી એકઠી કરી છે

બીજી કેટલીક હાથપ્રતોમાં (નિગારનામાહ-ઈ-મુન્શી અને દસ્તૂર-ઉલ્-ઇન્શા જેવી) દીવાન, બક્ષી, આમીન અને બીજા અધિકારીઓને તેમની જગ્યાએ નીમતી વખતના અધિકારપત્રો [illegible] આપવામાં આવેલા છે આમાંથી તેમને જે કામ કરવાનું હતું તેનું સ્વરૂપ આપણે જાણી શકીએ છીએ

## પ્રકરણ ૩

## ખજીના અને ઘરખટલાનાં ખાતાં

### : ૧ :

### દીવાન અથવા કોશાધ્યક્ષ

ખજીનાના ખાતાનો ઉપરી અધિકારી દીવાન-ઈ-આલા હતો, જેને વિવેકની ખાતર વઝીર કહેવામા આવતો અને તેને બે મદદનીશો દીવાન-ઈ-તન (પગારનો દીવાન) અને દીવાન-ઈ-ખાલસા (ખાલસા જમીનનો દીવાન) હતા પ્રાચ્યવિદ્યાવિશારદો દીવાન શબ્દ ફારસી શબ્દ 'દેવાન' અર્થાત્ લેખક શબ્દમાંથી વ્યુત્પન્ન કરે છે આરબ વિજયના આરંભના વર્ષોમાં (સિરિયા અને મિસરની) ગ્રીક ભાષા અને (ઈરાનની) પહેલવી ભાષામા પ્રચલિત જમા અને ખર્ચની જાહેર નોંધવહીના અર્થમા દીવાન શબ્દનો પ્રથમ ઉપયોગ થયો હતો પછીથી એ નામ ખજીનાના અધિકારીઓના સંબંધમા વપરાયું અને ત્યાર પછી અબ્બાસિદ ખલીફોના અમલને અને સલાદીનના સમયમા ખલીફના પોતાના સંબંધમા તેનો ઉપયોગ થવા લાગ્યો

આપણે જો નીચેની હકીકતો ધ્યાનમા રાખીએ તો દીવાન-ઈ-આલાના દરજ્જા અને ફરજો વિશે આપણને સ્પષ્ટ ખ્યાલ આવે

(ક) તે બાદશાહ અને અમલદારી આલમની વચ્ચેનો મધ્યસ્થ હતો

(ખ) (ખાસ સ્વરૂપ અને ઝીણી વીગતો સિવાયના) લગભગ બધા સરકારી હિસાબો તપાસણી અને મંજૂરી માટે તેની કચેરીમા મોકલવામા આવતા હતા તેની કચેરી જાહેર દફતરખાનું હતું

(ગ) બહુ નાના ખાતા સિવાયના બધા ખાતાના લેવડદેવડ



: ૨ :

## દીવાનની કચેરીમાં આવનારાં ખતપત્રો

નીચેનાં દફ્તર(તહવીલ)માં પત્રો દીવાનની કચેરીમાં આવતાં જે– ક જેના સિયાહા (રોજનીશી) અને આવારજા (ખાતાવહી) બંને દીવાન કચેરીમાં મોકલવાના હતા તે–

(૧) મુતલ્લા–નોકરો

(૨) આહાદી–ગૃહસ્થ સૈનિકો

(૩) ઈનામ

(૪) જનાનાની રોકડ

(૫) દરબારનો બગીચો (ગિયાસખાન ?)

(૬) અમલદારોને આપવી મદદની રકમ (બાઝ–યાફત–ઈ–મુસા–ઇદત)

(૭) બાકી (બકાયા)ની રકમ

(૮) હકનુ ઉત્પન્ન

(૯) એકંદર ખર્ચ (ખર્ચ–ઈ–કુલ)

(૧૦) (અસ્પષ્ટ)

(૧૧) ઘાસદાણો (ખુરાક–ઈ–દવાબ)

(૧૨) કરાર–પટાવાળા (શાગિર્દ પેશા)

(૧૩) (અસ્પષ્ટ)

(૧૪) કચેરીનો ખર્ચો (ખ્રિજ–ઈ–બાગિર)

(૧૫) બેગમ બાનુઓ

(૧૬) ઘરભાડું (કિરાયા)

(૧૭) નિમ–ગોસ્ત અને પાવ–ગોસ્ત (અર્ધ આમિષ અથવા ચતુર્થાંશ આમિષ ભોજન)

(૧૮) રોકડ (ગલ્લાથી)

(૧૯) પીશ્કાર (મુસાઅદત)

(૨૦) બાદશાહને નજરાણું (નઝર)

મહમ્મદખાનનું મરણ (૧૬મી એપ્રિલ ઇ. સ. ૧૬૫૬) અને તેની જગ્યાએ મીર જુમલાની નિમણુક (જુલાઈ, ૧૬૫૬) અને એ બે વચ્ચેના સમયમાં રાજા રઘુનાથ કામચલાઉ દીવાન થયો હતો. તે પોતાના હોદ્દાનું કામ આ પ્રમાણે ચલાવતો—

તે મુખ્ય દીવાનની મારફત આવેલી અરજીઓનો સાર બાદશાહને કહીને કાગળો તેની રૂબરૂમાં રજૂ કરતો. શાહી ફરમાનોના મુસદ્દા તૈયાર કરીને બાદશાહને સાદર કરતો અને તે મંજૂર કરાવ્યા પછી સાફ અક્ષરે નકલ કરાવતો

(પ્રાંતના) દીવાનોના કાગળો (રિસાલા)ની ખરી નકલો (તસ્દીકાત) —કે જેના આધારે યાદીઓ તૈયાર કરવામાં આવતી—ઉપર આ પ્રમાણે શેરો કરતો—'નાણાંના હિસાબ (વાકિયા) સાથે સામેલ નાખવો.' વાકિયાની યાદીઓ ઉપર તે લખતો—'હજૂરના ધ્યાન ઉપર બીજીવાર લાવવી અને મૂળ સાથે સરખાવવી'

જેને આધારે ફરમાનો તૈયાર થતા તે વાકિયાની યાદીઓ ઉપર તે લખતો—'શાહી ફરમાનો તૈયાર કરો' તે જાગીરના સિયાહા ઉપર, રોકડ તન્ખાના દૌલ (મહેસૂલની આવકનો અડસટ્ટો) ઉપર, હિસાબ (મુહાસિબત)ના નિકાલ ઉપર, બધી કચેરીઓના પરવાના ઉપર, ખાલસા જમીનની કચેરીના અર્ઝની ખરી નકલો ઉપર, ખજાનાની અરજીઓ ઉપર, અને રોકડ તન્ખાના દસ્તકો ઉપર, પોતાની સહીઓ કરતો અને છેલ્લા જણાવેલા કાગળો ઉપર તો પોતાનો સિક્કો પણ છાપતો.

જાહેર ખજાનાના ઓરડાઓ ઉપર અને તેની અંદરના નાણાંની થેલી ઉપર, અહદી, બર્કંદાઝો અને ફરાસોના પગારની પહોંચોની યાદીઓ ઉપર, પ્રાંતોમાંથી આવેલા હિસાબોના કાગળો ઉપર કે જે બાદશાહની સમક્ષ ખબરપત્રોના વાચકોએ વાંચેલા અને દફતરખાનામાં મોકલવામાં આવેલા, અને પ્રાંતના દીવાનો અથવા બીજા અમલદારોએ હક્કાકોની ચિઠ્ઠીઓ (નુસ્ખા) મોકલેલી તેના ઉપર તેની મહોર છાપ લગાવવામાં આવતી હતી

(૨૧) (અસ્પષ્ટ)
(૨૨) પાકને નુકસાન (પાઈગાવ-ઈ-ઝરાઅ
(૨૩) મકાન (ઝનાના)ના નોકરો (આદિમા

સ જે કના પાકા મેળ નહિ, પણ કાચા મેં
મોકલવાના હતા તે—

(૧) અમરચી ખાતુ (આબદારખાના)
(૨) આગ્રાના કિલ્લાના અષ્ટમાણ બુરજની
(૩) અમાન-ઈ-મજલસી (?)
(૪) [દુર્વાચ્ય]
(૫) આફતાબચી ખાતુ (ઝરીખાતુ?)
(૬) બુદાગી ખાતુ
(૭) ચાર વિભાગનુ રમાર્ત ખાતુ
(૮) શયનગૃહ (બખ્તખાના)
(૯) નાખૂન ખાતુ—(અ) પાન અને (આ) સેનાપટ
(૧૦) ભાદખાના
(૧૧) [દુર્વાચ્ય]
(૧૨) ચીની વાસણોનુ ખાતુ
(૧૩) ચરનધર્ગ ખા ા (?)
(૧૪) ચામડાના સન્માનનુ ખાતુ
(૧૫) ગદ્દી ખાતું (જા—નમાઝ ખાના)
(૧૬) બગરચી ખાતું (કુરીરા?)
(૧૭) ચરખીખાના (ગેંગિયા ખાતુ?)
(૧૮) અત્તર ખાતુ
(૧૯) ગજગદ્દૈના
(૨૦) જાજમોનો ધામગાઓ
(૨૧) શિરોનો ધામણાના (મ ા અગમા થાય છે)
(૨૨) છાપો ચોડવાનું (મીનાકારી) ખાતુ (ખાનગ

(૨૩) ખાણાની તબકો ઢાકવાના કપડાનુ ખાતુ
(૨૪) વધારાના મરસામાનનુ ખાતુ
(૨૫) તાંબાના ચરુઓનુ ખાતુ
(૨૬) જમવાના થાળનુ ખાતુ
(૨૭) સોનેરી કમખનુ ખાતુ
(૨૮) ઘોડાના સામાનનુ ખાતુ
(૨૯) (દુર્બોધ્ય)
(૩૦) સુખમજ્જ્યા (સુખાસન? પાલખી ખાતુ)
(૩૧) વાહનોના શણગારનુ(રખ્વાત)ખાતુ-તેની ચાર શાખાઓ
(૧) ચિત્તાના રખ્વાત (૨) હાથીના રખ્વાત (૩) હવેલીના રખ્વાત અને (૪) વાજિંત્ર (બારિશખાના)ના રખ્વાત
(૩૨) દીવાબત્તી ખાતુ
(૩૩) શરબતખાના
(૩૪) સુખડ વસ્તુ વિભાગ
(૩૫) થાળી-રકાબી ખાતુ-જેમા (૧) સોનાના વાસણ (૨) ચાંદીના વાસણ, (૩) કમાલ્કમના વાસણ અને (૪) કરકગળી-એ વિભાગો હતા
(૩૬) (દુર્બોધ્ય ખોરાક ખાતુ કે ઢોળ ચડાવવાનુ ખાતુ)
(૩૭) હથિયાર અને ધ્વજ નિશાન ખાતુ-(૧) નિશાન (૨) તલવાર અને (૩) ભાલાની શાખાની રેકર્ડ રખો
(૩૮) પુસ્તકાલય
(૩૯) ઘર-ઘડિયાળ (gongs)
(૪૦) મશાલો
(૪૧) માટીના વાસણો
(૪૨) મેવા
(૪૩) મદાનન્દ (ગાંજો કે ખાસ માદક પદાર્થ)
(૪૪) ઝગીગો
(૪૫) ચાંદીના વાસણો
(૪૬) શિકારી ચિત્તાઓનો ખોરાક

ફરમાનો ઉપર તે લખાતો કે—'નોંધવહીમાં દાખલ કરો' (નકલ નમૂના-૬)

## :૪:

## ખાલસા દીવાનની ફરજો

મુખ્ય દીવાન માટે એટલું બસ છે. ખાલસા જમીનના દીવાનની ફરજો નીચે પ્રમાણે હતી—

પ્રાંતોના સૂબેદારો, ફોજદારો, અમીનો, દીવાની અમલદારો, કરોરીઓ અને દારોગાઓ—મહાલોના અમીનો, મુશરીફો, તેહવીલદારો—પ્રાંતિક ખજાનાના ફોતાદારો, બારનીશી કારકુનો(બર—આમદ—નવીસાન) દારોગાઓ, અમીનો, મુશરીફો અને ખજાનચીઓ, કાગળોના માઝવાલો,—વસુલબાકીના કરોરીઓ અને અમીનો,—મુતાલિબ (સરકારી તગાવીની ઉઘરાણી) વસૂલ કરનાર અને જમીનદારોની વસૂલાત ઉઘરાવનાર—એ લોકોની નિમણૂંક કરવી

મુખ્ય દીવાન (દીવાન-ઈ-આલા)ના પરવાના ઉપર 'બરોઝર' (મહ) અને ખાલસા દીવાનના પરવાના ઉપર 'તપાસ્યુ' (મુતાબિક શુદ) લખવુ જોઈએ

ખાલસા દીવાનની ફરજોમાં—ખાનગી દરબારના અમલદારો-(આમિલ)ની પૂછપરછનો જવાબ આપવો; નોકરીઓની મનાઈ કાઢી આપવી. ખજાનાની રોકડ શાખાના હોવ અનુસાર શાહજાદાના પુત્રો અને પૌત્રોના રોકડ પગાર માટે પરગણાઓ તરફ પરવાના મોકલવા. વળી નીચેની બાબતો માટે પણ તેણે પરવાના કાઢવાના હતા—સરકારી તગાવી ઉઘરાવવી, નોકરોનો કાયમી પગાર આપવો, ફોતાદારોની રીતસરની આવક, લોકોની વસૂલાતનું મહેનતાણું. ખાસ ખર્ચ માટે જમા, નાણાના ખજાના પાસેથી રોકડ મગાવવી, નજર માટે (ફર્માઈશથી) તૈયાર કરાવેલા અસબાબની કીમત આપવી, ખજાન-

પત્રોમા આવેલી બાતમીની તપાસના ખર્ચ માટે આપવાની રોકડ રકમો, લસ્કર અને પ્રાંતોને આપવાની રકમો વળી તે બાદશાહની ઈચ્છા પ્રમાણે 'હુકમ'થી (હુક્મ-ઉલ્-હુકમ) કાગળો લખતો, શાહી ખજાનામાંથી આપવાના કાયમી પગારની ચિઠ્ઠીઓ (દસ્તક) જે કારકુનો (મુતસદ્દી) ઉપર મોકલવાની હોય તે, તાબાના ખજાના અને લસ્કરો ઉપર રોકડ રકમો માટે મોકલવાના હુકમો, રસ્તાના પરવાના અને કારીગરોની રજાચિઠ્ઠીઓ વગેરેની વ્યવસ્થા કરતો.

તાબાના દીવાની અમલદારો તરફ મોકલવાના ખરીતાના સાર અને જવાબ આપવા જેવા હોય તેના જવાબના અહેવાલો બાદશાહને સાદર કરવા કે નહિ તે ખાલસા દીવાનની મરજી ઉપર હતુ બીજા ખરીતાઓ ઉપર બાદશાહને સાદર કર્યા વિના માત્ર તેને સહી કરવાની હતી.

ત્યારપછી બાદશાહ આગળ વાચી સભળાવવાના અને બાદશાહની રૂબરૂ રજૂ કર્યા સિવાય માત્ર મહોરો કરવાના કાગળોની યાદીઓ જોવામા આવે છે પહેલા પ્રકારના કાગળો પણ જો તેને ઠીક ન જણાય તો બાદશાહની રૂબરૂ રજૂ કરવાની કઇ જરૂર નહોતી વળી તેને ખજાનાઓના સરવૈયા અને જમીનદારોના કામકાજ બાદશાહની હજૂરમા વારવાર પેશ કરવા પડતા હતા

બાદશાહના ઘરખટલાના રોકડ ખર્ચના પરવાના ખાન-ઈ-સામાન કાઢતો અને દીવાનને તો માત્ર તેના ઉપર શેરા કરવાના હતા.

ખાલસા દીવાનને કારીગરોના અને બાદશાહી ધીરધારના જામીન ખતો (તમસ્સુક-ઇ-ઝમાની) અને કેટલાક અમલદારોને સોંપેલા કામ ન તૈયાર થાય તો ભરવાના દંડ સબધીના ખતો-મુચરકા (મુચિલ્કા) ઉપર પણ શેરા કરવાના હતા

પરગણા અને પ્રાંતોના લેણદારો અને ખજાનચીઓએ તગાવીની જે રકમો વસૂલ કરી હોય તેના નિવેદનો પણ ખાલસા દીવાને વાચવાના હતા.

ખાલસા કચેરીએ કરેલી હિસાબી તપાસણીના ઉ મો (અર્જ) ઉપર મુખ્ય દીવાને 'મંજૂર (મન્ઝુર શુદ)' અને ખાલસા દીવાને 'તપાસ્યુ' એમ લખવાનુ હતુ

મા'સુલખાતાના, ખરીદખાતાના (ગમ-ઉદ્-ગાલ), ખજાનાના, વસૂલ બાકીના, રાજ્યના દેવાદાર મૈયત અમલદારોની મિલકતજપ્તી સબધી અને જજિયા વેરા સબધી તપાસણીના અહેવાલો આવે તેના ઉપર મુખ્ય દીવાને 'અમુક અમુક ખાતે સોંપણી કરો' (તહ્‌વિલ-ઇ-ફલાન તુમાઈદ) એમ લખવાનુ હતુ કારીગરોના કાયમી પગારની ખરી નકલો ઉપર પણ તેણે સહીઓ કરવાની હતી

મુખ્ય દીવાને શાહી ફરમાનોના ઉનાગ (ઝીમન)ના કાગળો ઉપર અને ખાલસા દીવાને ફોતાદારી અને જમીની કામો (ખિદ્‌મત)ના ઉતારાના કાગળો ઉપર સહીઓ કરવાની હતી

મુખ્ય બક્ષીઓ અને ખાન-ઇ-સામાનની કચેરીઓમા શાહી લેખિત હુકમો (મિસ્સા-ઇ-હુકમ) પરભારા મોકલવાના હતા

ખાલસા દીવાનની ફરજોમા મહેસૂલી ખાતાના નોધ (નુસ્ખા) ની તપાસણી, ખાલસા જમીનોની આકારણી (તુમાર-ઇ-જમા)મા સુધારો કરવો, અને બાદશાહની સાથે ફરનારા લશ્કરના ખર્ચના અદાજ બનાવવા—એ બાબતોનો પણ સમાવેશ થતો હતો

બરતરફ થયેલા અમલદારો સબધી સરકારી દફતરોમાથી તારવેલી હકીકતો ઉપર મુખ્ય દીવાનને સહી કરવી પડતી તેની ખરી નકલ લાગતાવળગતા અમલદારને અને 'સિહા' મુખ્ય બક્ષીની કચેરી તરફ મોકલવાના હતા

ખાલસા દીવાન મા'શાહી ભાવણી ા અને બધા સૂબા (પ્રાંતો) ા આવકખર્ચના હિસાબો તૈયાર કરતો, રકમોને આપવાની અરજી (તન્ખા)ની નોધ રાખતો અને ખાલસા જમીનના મહાલ, કારીગરો અને વાર્ષિક આકડાઓ સબધી હકીકત તૈયાર કરતો

જે નાગજી ઉર બાદશાહની મહીઓ થતી તે બધાની નકલો મુખ્ય દીવાનની કચેરીમા રાખવામા આવતી

આ પછી ખાનસા દીવાને મહેસૂલી અમલદારો, અમીનો, કોરીઓ મર્જ મહાલના ઉઘરાતદારો, ખજાનાના કારકુનો, પત્રિખા ા ા અધિ કારીઓ વગેરે અમલદારો તરફથી મગાવવાના કાગળો ની લાબી યાદી આપવામા આવી છે

## ૫

## તન્ખાના દીવાનની ફરજો

દીવાન-ઈ-તન (રોકડ નાણાનો અધિકારી) નીચેના કામ કરતો

क પાદશાહને સાદર કરવાના કામ—

(૧) જાગીરો અને રોકડ તન્ખા (પગાર) સબધી જે બાબતો હોય તે

(૨) જાગીનદારોને લગતી હકીકતો

(૩) સૂબેદારો (પ્રાતના હાકેમો)ના દીન (મહેસૂલના અદાજ)

(૪) મહેસૂલ બાબની ખાતાવહીઓ

(૫) પરગણાના આવરા (ભાવા રોજમેળો)

(૬) જાગીરદારોના તૌજ

(૭) મનસબદારોના દરજ્જા

ख જાગીરના તન્ખા રોકડ પગાર કારીગરો અને તદતિના લોકોના કાયમી પગારો—ફરિયાદોની તપાસ ઉપરથી પરગણા ા અમલદારોની જાગીરોની જમાના કમો જે આ યા હોય અને મન સબદારોને ફીરેવી રકમ વસૂલ કરવાના હુકમ—એ મબધી પરવાના કાઢવા

ग નીચેના કાગળો ઉપર સહીઓ કરવા ની—જાગીરોના શિહા, મદદ ની રકમો ની ચિઠ્ઠી (મુઆઇદત), ધારેલી રકમ ની ઉઘરાણીના કામ અને પ્રશ્નાવલિ

ઘ રોકડ અને બીજી રકમ આપવાના પરવાના (દસ્તક)

ङ દેણદાર અમલદારો(તહ્‌વીલદાર)ના અને વસૂલબાકીના તુમારો ઉપર બાદશાહે મહોરો કર્યા પછી, એ કાગળો ઉપરના બાદશાહના લખાણની મુખ્ય દીવાને નકલ કરી લેવી અને પોતાની સહી કરવી. બાદશાહના લેખી હુકમો (અહકામ) બક્ષીની અને બીજી કચેરીઓ ઉપર તરત મોકલવા જોઈએ જુદાજુદા મુસ્તૌફીઓએ મોકલેલા હિસાબી તપાસણી અને નિકાલના અહેવાલો ઉપર દીવાને મહોરો કરવી જોઈએ

રોકડ રકમોના દૌન ઉપર દીવાન-ઈ-તન પોતાની સહીઓ કરે અને ઘોડેસવાર લશ્કરના ખરાપણાના કાગળિયા ઉપર 'મજૂર' લખે

કારીગરોના પગારપત્રકો ઉપર 'અમુક વર્ષની અમુક તારીખે રોકડ તન્ખા આપજો' એવો શેરો તેણે કરવાનો હતો મનસબદારોની યાદીઓ ઉપર એવો શેરો કરવાનો હતો કે 'બીજી વખત બાદશાહના ધ્યાન ઉપર મજૂરી માટે લાવવુ અને સરખાવી જોવુ'

च અર્ઝિ અને બીજી બાબતો—ફરમાનો, યાદીઓ, ભરણ-પોષણની મદદોના પરવાના (મદદ-ઈ-મઆશ) તમામ કચેરીમા આતોના ખાસપત્રો રાખવા

छ લખાણની કચેરી—બાદશાહના કહ્યા પ્રમાણેના ફરમાનો,—'હસ્બુલ્‌હુક્મ' (હુક્મ ઉપરના હુકમ) લખવા પરવાના.

. ૬ .

## ખાન ઈ-સામાનની ફરજો

મેં આગળ જણાવ્યુ છે તે પ્રમાણે ખાન ઈસામાન ખાણી નકલનમા બીજા દરજ્જાનો અમલદાર હતો અને માત્ર મુખ્ય દીવાન કરતા જ તેની પદવી ઊતરતી હતી. તે યોગ્ય રીતે જ કહેવાયો છે કે 'તે ખર્ચખાતાનો દીવાન હતો'

તેના કામ સંબંધી આ પ્રમાણે સૂચના આપવામાં આવતી હતી

"માજી ખાન-ઇ-સામાને જ્યારે પોતાનો હોદ્દો છોડ્યો, ત્યારે તેણે કરેલા તથા મુશરીફ અને તહવીલદારે કરેલા સિક્કાવાળા સિલકી સામાનનો અને રોકડ પુરાતનો કબજો સેવો નોંધવહી પ્રમાણે બધી વસ્તુઓ મળે છે કે નહિ તેની ખાતરી કરવી અને કંઈ ખૂટતું હોય તો ભરપાઈ કરાવવી"

"જુદાજુદા કારખાનાના ખાતાના વાર્ષિક ખર્ચની ખાતાવહી-ઓની એક નકલ તમારી પાસે રાખવી. દરેક કારખાનાના ખિલાત-ખાનામા કેટલા ખિલાતો પડયા છે તેની તપાસ કરવી. જો સરસામાન ખૂટતો હોય તો, તેને માટેના ખર્ચ(સરંજામ)ની એક યાદી તૈયાર કરવી, યોગ્ય અધિકારી તરફ નિવેદન મોકલવું, તેના પાસેથી સરંજામ માટે રોકડ રકમનો હુકમ (તન્ખા) મેળવવો અને એ સરસામાન તયાર કરાવવો

જોઈતી બધી વસ્તુઓ ખાન-ઈ-સામાનને પૂરી પાડવાની હોવાથી તે સરકારી પૈસાથી ખરીદવી અથવા તો વેપારીઓ પાસેથી ઉધારે લાવવી અને જરૂર પડે ત્યારે સરકારને બજારભાવે આપવી તે તેનું કામ છે જો તે જાતે પૈસાદાર હોય તો, તેણે તે વસ્તુઓને ખરીદીને સંઘરી રાખવી જોઈએ, જેથી તેને જરૂર વખતે બીજા પાસેથી માગવી ન પડે અને બજારના કીમતે પૂરી પાડી શકે એથી કરીને માલિકને તે મેળવતા નારાજ થવાના પ્રસગ આવે નહિ

જે ખાન-ઈ-સામાન પોતાની વસ્તુઓ બજારભાવે પૂરી પાડે તો ગભવિત છે કે સરકારને એ કામમા નફો થાય, પરન્તુ સરકારી કારકુનો એવો આરોપ મૂકે કે તે સરકારને નફો ખાઇને વેચે છે, તેથી તેણે ખરીદી માટે પોતાને રકમ ધીરવાની અને જરૂર પડે ત્યારે માલ પૂરો પાડવાની બાદશાહને અરજ કરવી જોઈએ

જૂનો અને એક વખત વપરાયેલો માલ બાદશાહની પરવાનગી વગર મુબીમ (દનાવ) પામે તેની કીમત આવ્યા પછી, લશ્કરને

વેચી નાખવો જોઈએ. મુફીમની મહી સાથેનું વેચાણપત્ર તમારી પાસે રાખવું.

"બાદશાહને પસંદ પડે તેવી સુંદર વસ્તુઓ પસંદ કરવી અને અલગ રાખવી. એ ઈદ અને બીજા તહેવારો માટે ખિલાતો અને બાદશાહી ભેટ સોગાદો એકબે મહિના પહેલાં તૈયાર કરાવી રાખવી જેથી કરીને જરૂર પડે ત્યારે તે પૂરી પાડવાની તમારી અશક્તિ જણાવવી ન પડે."

"સોનીઓ, જડિયાઓ, બીનાં પાડનારા, જાળ ગૂથનારા, સાદું ધાતુકામ કરનારા (સાદહકાર=એક જાતના સોનીઓ) વગેરે કારીગરો પ્રત્યે સારું વર્તન રાખી તેમની પાસે સારો પ્રબંધ કેળવવો જોઈએ.

દસ્તૂરમાં ખાનઈસામાનની ફરજો આ પ્રમાણે વર્ણવી છે:

(૧) કારીગરો અને હલકા નોકરોના પગારપત્રકો, નવા નિમાયેલા નોકરોનાં હાજરીપત્રકો અને જૂના નોકરોનાં બદલીના પત્રકો—એના ઉપર રૂબરૂની સહીઓ કરવી.

(૨) દારોગા, અમીન, મુશરીફ અને તહસીલદાર (કારખાનાના) એ લોકોની પહેલી નિમણૂક, બરતરફી અને કાયમની નિમણૂક.

(૩) (ઘરખરચના) કારખાના અને ખજાનાના કામ માટેના ધારાધોરણો તૈયાર કરવા

(૪) મજૂરીના દરો અને બાકાચિઠ્ઠીઓ લખવી

(૫) કારખાનાના મુકાદમોની અરજીનો જવાબ આપવો

(૬) ઈનામોને માટે અને મકાનોના કબજા લેવાને માટે પરવાના કાઢવા (? શંકાસ્પદ)

(૭) નીમપોસ્ત અને પાવપોસ્ત બોજનથાળોની તપાસણી.

(૮) (કારખાનાંના) નોકરો અને મુકાદમોના જમીનખતો લખાવી લેવાં.

(૯) કારખાનાં અને વખારોની અરજીઓનો વિચાર કરવો.

(૧૦) નજર, ધર્માદા ફંડ અને ભેટની કાયદા રાખવી.

(૧૧) રોગી માટે રોજિંદો ખોરાક નક્કી કરવો

(૧૨) કારખાનાની વસ્તુઓ આપવાના પરવાના

(૧૩) ખજાનાના કાગળો સિવાય બીજા હુકમો માટે અને જાગીરની વહેંચણીમાં વધઘટ કરવાના પરવાના

(૧૪) રાજ્યની ધીરેલી રકમો પાછી આવતાં છૂટના જે હિસાબ નક્કી થાય તેનો જવાબ આપવો

(૧૫) મિલકત ઉપરની જપ્તી રદ કરી જો અમલદારને મિલકત પાછી સોંપવાનો હુકમ હોય તો, તેની એક નકલ દીવાની કચેરીમાં મોકલવી, જેથી તે પ્રમાણે તેનો તનખા આપી શકાય

(૧૬) બાદશાહે પ્રાંતોમાંથી મગાવેલી વસ્તુઓ (ફર્માઇશ)

(૧૭) રાજ્યના બગીચાઓનુ ઉત્પન્ન અને મકાનો અને દુકાનોનુ ભાડુ ઠરાવવુ

(૧૮) કારખાનાના ભાવ પત્રક

(૧૯) સૂબા(પ્રાંતો)ના અને શાહી છાવણીના રોજમેળ અને આવરાઓ ઉપર ફેરફાર કર્યા વિના સિક્કા કરવા.

(૨૦) ઉછીની રકમો અને ઉતાર માગેલી અમલદારોની અરજો ઉપર સહીઓ કરવી

(૨૧) કારખાનાના દારોગા, અમીનો, મુશરીફો અને તહવીલદારોની હાજરી ઉપર રૂબરૂની સહીઓ કરવી

(૨૨) ખડણી(પેશકશ)ની જુદી જુદી વસ્તુઓ અને મૈયત અમલદારોની જપ્તીની વસ્તુઓની કીમત આકવી

(૨૩) લશ્કરી ટુકડીઓના સરદારો (માહિમ-ઈ-જિમાવા)ને રોકડ રકમો ઇનામમાં અપાય તેના ખત ઉપર રૂબરૂની સહીઓ કરવી

(૨૪) કારખાનાઓમાં મજૂરોની વહેંચણી

(૨૫) શાહજાદાઓના લગ્નોની વ્યવસ્થા

(૨૬) તપાસણીમાં નીકળેલી ભૂલોની રકમો પાછી મેળવવા સંબંધી તુમારો તપાસણી કામદારોએ ખાલ-ઈ-સામાની કચેરીમાં

વેચી નાખવો જોઈએ. મુકીમની મહોર સાથેનું વેચાણપત્ર તમારી પાસે રાખવું

"બાદશાહને પસંદ પડે તેવી સુંદર વસ્તુઓ પસંદ કરવી અને સંઘરી રાખવી. બે ઈદ અને બીજા તહેવારો માટે ખિલાતો અને બાદશાહી ભેટ સોગાદો એકબે મહિના પહેલાં તૈયાર કરાવી રાખવી, જેથી કરીને જરૂર પડે ત્યારે તે પૂરી પાડવાની તમારી અશક્તિ જણાવવી ન પડે"

"સોનીઓ, જડિયાઓ, બીબા પાડનારા, જાળ ગૂંથનારા, સાદુ ધાતુકામ કરનારા (સાદહકાર=એક જાતના સોનીઓ) વગેરે કારીગરો પ્રત્યે સારુ વર્તન રાખી તેમની સાથે સારો સંબંધ કેળવવો જોઈએ.

દસ્તૂરમાં ખાનસામાનની ફરજો આ પ્રમાણે વર્ણવી છે:

(૧) કારીગરો અને હલકા નોકરોના પગારપત્રકો, નવા નિમાયેલા નોકરોનાં હાજરીપત્રકો અને જૂના નોકરોના બઢતીના પત્રકો—એના ઉપર રુજૂની સહીઓ કરવી

(૨) દારોગા, અમીન, મુશરીફ અને તહવીલદાર (કારખાનાના) એ લોકોની પહેલી નિમણૂક, બરતરફી અને કાયમની નિમણૂક

(૩) (ઘરખર્ચના) કારખાના અને ખજાનાના કામ માટેના ધારાધોરણો તૈયાર કરવા

(૪) મજૂરીના દરો અને ભાડાચિઠ્ઠીઓ લખવી

(૫) કારખાનાના મુકાદ્દમોની અરજીનો જવાબ આપવો

(૬) ઈનામોને માટે અને મકાનોના કબજા લેવાને માટે પરવાના કાઢવા (? શકારીન)

(૭) નીમરોઝ અને પાસથોગ્ત ભોજનથાળોની તપાસણી

(૮) (કારખાનાના) નોકરો અને મુકાદ્દમોના જામીનખતો લખાવી લેવા

(૯) કારખાના અને વખારોની અરજીઓનો વિચાર કરવો.

(૧૦) નજર, ધર્માદા ફંડ અને ભેટની કાળજી રાખવી

(૧૧) ઢોરો માટે રોજિન્દો ખોરાક નક્કી કરવો

(૧૨) કારખાનાંની વસ્તુઓ આપવાના પરવાના.

(૧૩) જનાનાના કાગળો સિવાય બીજા હુકમો માટે અને ખોરાકની વહેંચણીમા વધઘટ કરવાના પરવાના.

(૧૪) રાજ્યની ધીરેલી રકમો પાછી આવતાં છોડના જે હિસાબ નક્કી થાય તેનો જવાબ આપવો.

(૧૫) મિલકત ઉપરની જપ્તી રદ કરવી. જો અમલદારને મિલકત પાછી સોંપવાનો હુકમ હોય તો, તેની એક નકલ દીવાનની કચેરીમા મોકલવી, જેથી તે પ્રમાણે તેનો તન્ખા આપી શકાય

(૧૬) બાદશાહે પ્રાંતોમાથી મગાવેલી વસ્તુઓ (ફર્માઇશ).

(૧૭) રાજ્યના બગીચાઓનુ ઉત્પન્ન અને મકાનો અને દુકાનોનુ ભાડું ઉંરાવવુ

(૧૮) કારખાનાના લાંબા પત્રકો.

(૧૯) સૂબા(પ્રાંતો)ના અને શાહી છાવણીના રોજમેળો અને આવરાઓ ઉપર ફેરફાર કર્યા વિના સિક્કા કરવા.

(૨૦) ઉછીની રકમો અને ઉતાર માટેની અમલદારોની અરજો ઉપર સહીઓ કરવી.

(૨૧) કારખાનાના દારોગા, અમીનો, મુશરીફો અને તહવીલદારોની હાજરી ઉપર રૂજુકની સહીઓ કરવી

(૨૨) ખંડણી(પેશકશ)ની જુદી જુદી વસ્તુઓ અને મૈયત અમલદારોની જપ્તીની વસ્તુઓની કીમત આકવી.

(૨૩) લશ્કરી ટુકડીઓના સરદારો (સાહિબ-ઈ-રિસાલા)ને રોકડ રકમો ઇનામમા અપાય તેના ખત ઉપર રૂજુની સહીઓ કરવી.

(૨૪) કારખાનાઓમા મજૂરોની વહેંચણી

(૨૫) શાહજાદાઓના લગ્નોની વ્યવસ્થા

(૨૬) તપાસણીમા નીકળેલી ભૂલોની રકમો પાછી મેળવ્યા સંબંધી તુમારો તપાસણી કામદારોએ ખાન-ઈ-સામાનની કચેરીમા

મોકલવા અને તેની નકલો બયુતાતની કચેરીમા આપવી

(૨૭) ઉતારાઓ અને મકાનોના નકશા (રાજ્ય માટે બાધવા ધારેલા ?).

:૭:

## બયુતાતની ફરજો

બયુતાત—આ નામ અરબી શબ્દ 'બૈત' એટલે ઘર ઉપરથી પડ્યુ છે મુગલાઈ સમયના હિંદમા રાજ્યનુ લેણુ નીકળતુ હોય તેવા મૈયત માણસોની મિલ્કતની નોધણી કરનાર અને તેના વારસો માટે મિલ્કત સાચવી રાખનાર અમલદારના હોદ્દાનુ આ નામ હતુ. વળી, નીચેની ફરજોની યાદી ઉપરથી જણાશે કે કેટલીક બાબતોમા તે ખાન ઈ-સામાનનો મદદનીશ અમલદાર હતો

(૧) ખર્ચના ખજાના અને કારખાનાની મિલક અને બીજી રકમો જુદાજુદા કરીને વહેચી આપવી.

(૨) ખાન-ઈ-સામાનના હુકમથી મૈયત અમીરોની મિલ્કત જપ્તીમા લેવી

(૩) કારખાના માટે અંદાજ તૈયાર કરવો

(૪) વસ્તુઓની કીમત ઠરાવવી.

(૫) કારખાનાના ખજાનાનો અંદાજ કાઢવો માસિક ખર્ચનો અંદાજ દીવાન કચેરીમા મોકલવો

(૬) બાદશાહની સવારીમા સાથે રહેનાર કારખાનાઓનો રોજિંદો હિસાબ

(૭) પગીયા માયની નાખવી

(૮) નોકરચાકરોના ચહેરાનિશાનના પત્રકો રાખવા.

(૯) ઢોરોને ડામ દીધાના અહેવાલ ઉપર લખવુ કે 'ડામ દીધા'.

(૧૦) કારખાનાંઓ તરફથી આવેલી સૂચના પ્રમાણે જૂની વસ્તુઓ રદ કરવી કે વેચી મારવી.

(૧૧) ઢોરો માટે ઉતારા નક્કી કરવા.

(૧૨) ખર્ચના ખજાનાના તન્ખાના મિસ્રા, નોકરચાકરો, બર-કંદાઝો અને ઢોરોના રક્ષકોને રકમો બયુતાતે જાતે ધીરવી.

(૧૩) જણસો આવ્યાની ચિઠ્ઠીઓ બયુતાતની કચેરીમાં રાખવી.

(૧૪) કારખાનાંના ઓરડા ઉપર બયુતાતનો સિક્કો લગાવવો.

(૧૫) નાના અમલદારોને ખોરાકના સંગ્રહ (ઝખીર) માટે મદદ.

(૧૬) વેચાણખાતાની વસ્તુઓની કીમતનો અંદાજ અને રોકડ સિલક ઉપર બયુતાતનો સિક્કો મારવો.

(૧૭) કારખાના માટે માલ મગાવવાની યાદી ઉપર પહેલાં બયુતાતે અને પછી ખાન-ઈ-સામાને મહીઓ કરવી.

(૧૮) ઢોરોના ખોરાકના ખર્ચના મિસ્રા અને મશામરી તન્ખાની મદદની માગણી પહેલાં બયુતાતની કચેરીમા જવી જોઈએ અને પાછળથી તેના ઉપર ખાન-ઈ-સામાને સહી કરવી જોઇએ

મોકલવા અને તેની નકલો બયુતાતની કચેરીમાં આપવી

(૧૭) ઉતારાઓ અને મકાનોના નકશા (રાજ્ય માટે બાંધવા ધારેલા ?).

:૭:

## બયુતાતની ફરજો

બયુતાત—આ નામ અરબી શબ્દ 'બૈત' એટલે ઘર ઉપરથી પડ્યું છે. મુઘલાઈ સમયના હિંદમાં રાજ્યનું લેણું નીકળતું હોય તેવા મૈયત માણસોની મિલકતની નોંધણી કરનાર અને તેના વારસો માટે મિલકત સાચવી રાખનાર અમલદારના હોદ્દાનું આ નામ હતું. વળી, નીચેની ફરજોની યાદી ઉપરથી જણાશે કે કેટલીક બાબતોમાં તે ખાન-ઈ-સામાનનો મદદનીશ અમલદાર હતો.

(૧) ખર્ચના ખજાના અને કારખાનાની સિલક અને બીજી રકમો જુદાજુદા કુંડને વહેંચી આપવી

(૨) ખાન-ઈ-સામાનના સહકારથી મૈયત અમીરોની મિલકત જપ્તીમાં લેવી

(૩) કારખાના માટે અન્દાજ તૈયાર કરવો

(૪) વસ્તુઓની કીમત ઠરાવવી

(૫) કારખાનાના ખજાનાનો અન્દાજ કાઢવો. માસિક ખર્ચનો અહેવાલ દીવાન કચેરીમાં મોકલવો

(૬) બાદશાહની સવારીમાં સાથે રહેનાર કારખાનાઓનો રોજિંદો હિસાબ

(૭) પહોંચો સાચવી રાખવી

(૮) નોકરચાકરોના ચહેરાનિશાનના પત્રકો રાખવા

(૯) ઢોરોને ડામ દીધાના અહેવાલ ઉપર લખવું કે 'ડામ દીધા'.

# પ્રકરણ ૪

## પ્રાંતિક વહીવટ

### ૧:

### અમલદારોનો ગામડાંની જિંદગી પ્રત્યે અભાવ અને ગામડાંઓના પ્રશ્નોમાં બેદરકારી

મુઘલ સામ્રાજ્યનો ગામડાનો વહીવટ તે મધ્યસ્થ રાજ્યવહીવટની યથાર્થ નાની આવૃત્તિ હતો. પ્રાંતોમાં હાકેમ (સરકારી નામ નાઝિમ, પણ લોકપ્રિય નામ સૂબેદાર), દીવાન, બક્ષી, કાઝી, સદ્ર અને મુહતસિબ એ અમલદારો હતા, ખાન-ઈ-સામાન કે બયુતાત હતો નહિ. આ બક્ષીઓ સૂબેદારોની સાથે રહેનારી લશ્કરી ટુકડીઓના અમલદારો હતા, પરંતુ સૂબેદારો પ્રાંતોના સ્થાનિક અમલદારો હતા નહિ. તેમ છતાં વ્યવહારમાં પરિણામ તો સરખું જ આવતું.

રાજ્યવહીવટ પ્રાંતના મુખ્ય શહેરમાં ચાલતો હતો. ગ્રીક ભાષાના શબ્દાર્થ પ્રમાણે તે રાજ્યસત્તા 'નગરસત્તા' હતી નહિ, પરંતુ શહેરોના રહીશો અને તેની આજુબાજુના લોકો સાથે સબંધ ધરાવતું શહેરોમાં રહેતું રાજ્યતંત્ર હતું. શિકારશોખ, વિહારોદ્યાન બનાવવા અને વારંવાર ચઢાઈઓ કરીએ એ બાબતો બાદ કરીએ તો મુઘલો ખાસ કરીને નગરવાસી જનો હતા અને એ પ્રમાણે રાજદરબારીઓ, અમલદારો અને મુસ્લિમ પ્રજાના ઉચ્ચ અને મધ્યમ વર્ગના લોકો પણ નગરવાસપ્રિય હતા. તેઓ ગામડાંઓને ધિક્કારતા અને તેમના પ્રત્યે બેદરકાર રહેતા અને ગામડાની જિંદગીને સજા તરીકે ગણતા. બેશક ગામડાંઓમાંથી તેમનો ખોરાક અને કમાણીનો મોટો ભાગ આવતો, પરંતુ તેમની સાથે તેમનો સબંધ એટલો જ હતો

( હતો. રોમન સામ્રાજ્યના શૃંગારી કવિને 'સામ્રાજ્યના અને દેવોના ામ'થી દૂર એડ્રિયાટિક અને સાર્મેશિયન કિનારે રહેવું જેવું અમલ હતુ, ,ુ તેમને ગ્રામજીવન વસમુ લાગતુ

> ઝાન–દુમ સુઈ–શહર વ મર સુઈ–દેહ,
> દુમ–ઈ–આન ઝાય અઝ સર–ઈ–બેહ.
> (હમીદુદ્દીનકૃત અહકામ–ઈ–આલમગીરી પૃ ૩૩)

-કાગડાની પૂંછડી શહેર તરફ હતી અને તેનુ માથુ ગામડા તરફ હતુ, ખરેખર માથા કરતા પૂંછડી વધારે ભાગ્યશાળી હતી.

પ્રાંતિક સત્તાઓનો ગામડાઓની સાથે આટલી રીતે સબંધ રહે તો–(૧) તાલુકાઓમા ફોજદારો નીમવામા આવતા, જેઓ મોટા ગામોમા રહતા, (૨) મહેસૂલી ખાતાના નાના અમલદારો કે ખેડૂતો પાસેથી પરબાર્યા મહેસૂલ ઉઘરાવતા, (૩) જમીનદારો સૂબેદારની કચેરીની મુલાકાત લેતા, (૪) સૂબેદારો પરગણાઓમા ફરતા. આ સબધ બહુ ગાઢ નહોતો અને મેં મારા પહેલા ભાષણમા જણાવ્યુ છે તે પ્રમાણે જો તેઓ જમીનવેરો ભર્યા કરે અને સુલેહનો ભંગ ન કરે તો, પ્રાતના મુખ્ય શહેરના રાજ્યતત્રથી અબાધિત રીતે પોતાની મરજીમા આવે તેમ સ્વતત્ર વ્યવહાર ચલાવતા

:૨:

## સૂબેદાર અને તેની ફરજો

'સૂબેદાર' શબ્દ અરબી ભાષાના 'સૂબ' શબ્દમાથી બનેલો છે, જેનો અર્થ દિશા અથવા લોકાયતનો એક ભાગ છે જૂના વખતના દરેક રાજ્યના વિભાગોને રાજધાની સાથેના સબધ પ્રમાણે નામ આપવામા આવતા–દાખલા તરીકે ઉત્તર પ્રદેશ, દક્ષિણ પ્રદેશ, પૂર્વ પ્રદેશ, પશ્ચિમ પ્રદેશ–આમાની ગમે તે દિશામા જુદા પ્રાત બનાવ્યા જેટલો

જ હતો. રોમન સામ્રાજ્યના ગવર્નરો કહેતા 'સામ્રાજ્યના અને દેવોના ધામ'થી દૂર જેરિક અને માર્મોરિયન કિનારે રહેવું જેવું અગત્ય હતું, તેવું તેમને ગ્રામજીવન વસમું લાગતું

ઝાવ-દુર સુઈ-શહર વ મર સુઈ-દેહ,
દુમ-ઈ-આન ઝાય અઝ મગ-ઈ-ગોહ.
(હમીદુદ્દીનકૃત અહકામ-ઈ-આલમગીરી પૃ ૩૩)

–કાગડાની પૂંછડી શહેર તરફ હતી અને તેનું માથું ગામડા તરફ હતું, ખરેખર માથા કરતાં પૂંછડી વધારે ભાગ્યશાળી હતી.

પ્રાંતિક મન્સબદારો ગામડાઓની સાથે આટલી રીતે સંબંધ રહેતો–(૧) તાલુકાઓમાં ફોજદારો નીમવામાં આવતા, જેઓ મોટા ગામોમાં રહેતા, (૨) મહેસુલી ખાતાના નાના અમલદારો કે ખેડૂતો પાસેથી પરબારી મહેસુલ ઉઘરાવતા, (૩) જમીનદારો સૂબેદારની કચેરીની મુલાકાત લેતા, (૪) સૂબેદારો પરગણાઓમાં ફરતા. આ સંબંધ બહુ ગાઢ નહોતો અને મેં મારા પહેલા ભાષણમાં જણાવ્યું છે તે પ્રમાણે જો તેઓ જમીનવેરો ભર્યા કરે અને સુલેહમાં ભંગ ન કરે તો, પ્રાંતના મુખ્ય શહેરના રાજ્યતંત્રથી અબાધિત રીતે પોતાની મરજીમાં આવે તેમ સ્વતંત્ર વ્યવહાર ચલાવતા.

:૨:

## સૂબેદાર અને તેની ફરજો

'સૂબેદાર' શબ્દ અરબી ભાષાના 'સૂબ' શબ્દમાંથી બનેલો છે, જેનો અર્થ દિશા અથવા લોકાવસ્થાનો અંક થાય છે જૂના વખતમાં દરેક રાજ્યના વિભાગોને રાજધાની સાથેના સંબંધ પ્રમાણે નામ આપવામાં આવતાં–દાખલા તરીકે ઉત્તર પ્રદેશ, દક્ષિણ પ્રદેશ, પૂર્વ પ્રદેશ, પશ્ચિમ પ્રદેશ–આમાંની ગમે તે દિશામાં જુદાં પ્રાંત બનાવેલા જેટલા

પ્રદેશ હોય તો એ દિશાનો પ્રદેશ બનતો આ પ્રમાણે સામાન્ય નાના પ્રાન્તિક હાકેમોને તર્ફ એટલે દિશા ઉપરથી તર્ફદાર કહેવામાં આવતા

દેશમાં અસંખ્ય ભૌગોલિક નાના વિભાગો થતા અને દરેક વિભાગમાં જુદીજુદી જાતિઓના વસવાટ થતા અને આ જાતિઓ પણ એક સ્થળેથી બીજા સ્થળે જઈને રહેતી હોવાથી, આવી ઘણી જાતિઓના વસવાટ પ્રમાણે જુદાજુદા સ્થળોને ઐતિહાસિક કે જાતિવાચક પ્રાન્તનું નામ આપવું સંભવિત નહોતું તેથી હાકેમોના પ્રદેશને ઉત્તરનો, દક્ષિણનો, એમ કહેવું વધારે અનુકૂળ હતું આ પ્રમાણે સૂબેદાર અને તર્ફદાર શબ્દનું મૂળ હતું

સૂબેદાર સરકારી રીતે પ્રાન્તનો નાઝિમ એટલે નિયામક કહેવામાં આવતો તેની ખાસ ફરજો સુલેહ જાળવવી, મહેસૂલ સરળતાથી અને સફળતાથી ઉઘરાવવું અને તેના તરફ જે બાદશાહી ફરમાનો અને હુકમો મોકલવામાં આવે તેનો અમલ કરવો

નવો નિમાયેલો સૂબેદાર પોતાના (સૂબા) પ્રાન્તમાં જવા નીકળતો તે વખતે મુખ્ય દીવાન તેને નીચે પ્રમાણે સૂચના આપતો—

'સૂબેદારના કામકાજ સંબંધી અનુભવી પુરુષો લખી ગયા છે કે સૂબેદારે પોતાના સારા વર્તનથી બધા વર્ગના લોકોને રાજી રાખવા અને નબળા માણસોને જોરાવર માણસો પીડે નહિ તેની તકેદારી રાખવી તેણે બધા જુલમગારોને દબાવી નાખવા, વગેરે

'મનસબદારો નીમવાની ભલામણો બાદશાહ કુદરતી રીતે કીમતી ગણે છે અને તેનો અમલ કરે છે, તેથી સૂબેદારે માત્ર લાયક માણસોની જ બઢતી માટે ભલામણ કરવી જોઈએ તેણે ફોજદાર જમીનદારો અને બધા મહાલકરિયાને મદદ કરવી જોઈએ અને તેના પ્રાન્તમાં જે બનાવો બને તેના દર મહિને બે અહેવાલો ડાક ચોકીની મારફતે શાહી દરબારમાં મોકલવા જોઈએ

'તેણે ગુનેગારો પાસેથી બક્ષો લઈ તેમને છોડી મૂકવા જોઈએ

નહિ, કારણ કે એ પદ્ધતિથી 'જુલ્મના બીજ વવાય છે,' અને એથી બીજા પૈસાદાર માણસો લાંચ આપવાથી મુક્તિ મળી શકે છે એમ સમજીને જુલમ ગુજારે અને પરિણામે તેમને કાબૂમાં રાખવા મુશ્કેલ થઈ પડે.

નવા હાકેમને તેના કાર્ય માટે આ પ્રમાણે ઉપદેશ આપવામાં આવતો

'જ્યારે તમારી નિમણૂક થાય, ત્યારે તમારે સાથે દીવાન નોકરીમાં રાખવો–વિશ્વાસનાયક અને અનુભવી પુરુષ, જેણે કોઈ ઊંચા અમીરની નોકરીમાં સારી કામગીરી બજાવી હોય અને એટલા અનુભવ અને બાહોશીવાળો એક મુનશી પણ રાખવો તમારે શાહી દરબારમાં ભરોસાલાયક મિત્ર કે મધ્યસ્થ (વકિલાત) રાખવો કે જે તમારા પ્રાંતની બાબતો તમે બાદશાહ તરફ લખો તે તરત દરબારમાં રજૂ કરે અને એ ઉપરથી હુકમ મેળવે આ મધ્યસ્થને તમારે ભેટ સોગાદો મોકલવી જોઈએ, કારણ અત્યારના સમયની એવી પ્રથા છે જ્યારે લોકો મૈયત પીરોની દરગાહની મુલાકાત લે છે, ત્યારે તેમની મહેરબાની મેળવવાને ફૂલો અને મીઠાઈઓની ભેટ આપે છે, તો જીવતા માણસોની કૃપા સંપાદન કરવાને તો કેટલી બધી ભેટો આપવી જરૂરી છે!'

'સારી માહિતી ધરાવનાર (તમારા પ્રાંતના) માણસો પાસેથી જાણી લેજો કે કયા કયા જમીનદારો તરફ બળ દાખવવાની જરૂર છે અને ખેડૂતોની સામાન્ય સ્થિતિ કેવી છે અને શેહબંદી લશ્કરની (મહેસૂલ ઉઘરાવવામાં મદદ કરનાર અનિયમિત લશ્કર—અત્યારના હથિયારબંધ પોલિસદળને મળતુ) કેટલી સંખ્યાની જરૂર અને વહીવટના કામે માટે જરૂર છે તેનો અંદાજ કાઢજો જો તમારુ ખિદમત અને શેહબંદીનું લશ્કર પૂરતુ ન હોય અને બીજી ગામનોમાં પણ બાદશાહી મજૂરી અને મદદની જરૂર હોય, તો તમારા સૂબા(પ્રાંત)ની અસરકારક વ્યવસ્થા માટે જરૂર હોય તેટલું લશ્કર આપવાની બાદશાહ મંજૂરી આપે તો ઘણું સારું, નહિ તો જો તમે એમ ધારતા હો કે તમારા

પ્રાંતનો વહીવટ તમારા પોતાના ખર્ચે ચલાવી શકશો અને તમારી મુદત દરમ્યાન પ્રાંતની સુલેહનો બંદોબસ્ત કરીને (તમારા પગાર અને ભથ્થામાંથી) આ ખર્ચ વાળી શકશો, તો તેમ કરજો. એમ ન બની શકે તેમ હોય તો એ જવાબનો અસ્વીકાર કરજો, કારણ કે એક જ સિપાઇ શું કરી શકે? (અર્થાત્ તમારા માલિક તમને પૂરતુ લશ્કર ન આપે તો તમે એકલા જ ગણાઓ.)

'તમારી નિમણૂક થયા પછી તમારા પ્રાંતમાં જવા નીકળો, ત્યારે મનસબ મંજૂર કરેલા હથિયારબંધ ખિદમતગારો(તગીનાન)ની એક ચતુર્થાંશ સંખ્યાની ભરતી કરજો. તેઓ સારા લડવૈયા, ઉચ્ચ ખાનદાનના અને યુદ્ધમાં અનુભવી હોવા જોઇએ. તમારા સૂબા તરફ જતા આખે રસ્તે એવી જાતના બીજા ખિદમતગારોની ચતુર્થાંશ સંખ્યાની ભરતી કરજો. તમારી સાથે મુખ્ય હોદ્દાઓ માટે બાહોશ અને અનુભવી ઉમેદવારો લઈ જજો અને તેમને જણાવજો કે તમારા પ્રાંતની સરહદ ઉપર જે દિવસે તમે પહોંચશો, તે દિવસથી તમારી નોકરી શરૂ થશે. આમાંથી અરધા તમારી સાથે રાખજો અને ભરતી થયેલા અરધા ખિદમતગારો તમારા પહેલાં પ્રાંતના રસ્તે મોકલજો અને તેમને જણાવજો કે સારી માહિતી ધરાવનાર સ્થાનિક માણસોને ભેગા કરજો અને તે સ્થળના જમીનદારો અને નામાદારો કેવી વર્તણૂક રાખે છે તે તેમની પાસેથી જાણી લેજો અને તેમનો એકબીજા વચ્ચેનો સંબંધ અને મહેસૂલભરણાના સંબંધમાં માજી સૂબેદારો પ્રત્યેનું તેમનું વર્તન અને મહેસૂલ ઉપરાંત પ્રત્યેક જમીનદાર બીજું કેટલું આપતો —એ બાબતનો હેવાલ તમને નિવેદન કરે. જ્યારે તમારા પ્રાંત ચોથો ભાગના અંતરે રહે, ત્યારે તમારે તમારા અનુભવી મૈત્રિકોને પરવાના આપીને જમીનદારો તરફ મોકલવા, જેથી તમે ત્યાં પહોંચો ત્યાર પછી મુકરર કરવી જગ્યાએ તેઓ તમારી હજૂરમાં હાજર થાય.

'જ્યારે તમારા પ્રાંતની સરહદ ઉપર પહોંચો, ત્યારે એ દિવસથી દરેક હોદ્દાના ઉમેદવારોની નોંધણી કરજો અને તેમના પ્રત્યે સારી વર્તણૂક

રાખજે, કારણ કે તેમના મન ઉપર પહેલવહેલી જે છાપ પડશે, તેનાથી માલિક તરીક તમે કેવા છો તે વિશે તેમનો અભિપ્રાય બંધાશે

'બંડખોર જમીનદારો અને કાયદાવિરુદ્ધ વર્તનાર માણસોના આગેવાનોને સજા કરજે, જેથી કરીને એ વર્ગના બીજા માણસોને ચેતવણી મળે અને તેઓ મહેસૂલ ભરી દે

'પછી કિલ્લામા દાખલ થજે પરિસ્થિતિ તપાસ્યા પછી બિનજરૂરી લશ્કરને કમી કરજે (યાદ રાખજે કે) તાબાના માણસોના ચઢેલા પગાર ચૂકવવા ભારે પડે છે પ્રાતની આવકના પ્રમાણમા ખર્ચ કરવાનુ દીવાનને જણાવજે

'ખેતીનો વિસ્તાર કરવામા અને ખરા દિલથી ખેડ કરવામા રૈયતને ઉત્તેજન આપજે તેમને ચૂસીને પાયમાલ કરવી નહિ યાદ રાખજે કે રૈયત રાજ્યની આવકનુ કાયમી સાધન છે જમીનદારોને ખિતાબ વગેરે આપીને રાજી રાખવા તે વધારે સમ્નુ કામ છે

'ખાલસા મહાલોમા તમારો હાથ ઘાલશો નહિ, કારણ કે એમ કરવા જતા ખાલસા દીવાનની સાથે ઝગડો કરી બેસશો અને તે બાદશાહને તમારા વિરુદ્ધ ફરિયાદ કરશે, જેથી તમારે તમારી વર્તણૂકનો ખુલાસો કરવો પડશે

'શેખો અને કાઝીઓ પ્રત્યે મમતા રાખજે જે દર્વેશો બીજાને આગળે ભીખ માગવા ન જતા હોય, તેમની હાલત કેવી છે તની તપાસ કરાવજે અને તેમને રોકડ નાણાની અને બીજી મદદ કરજે ફકીરો અને માગણોને ખેરાત કરજે બળવાન નિર્બળને સતાવે નહિ તેની ખબર રાખજે'

તેની બીજી ફરજ એ હતી કે તેની હકૂમતના પ્રદેશની નજીકના ખંડિયા રાજાઓ પાસેથી ખંડણી ઉઘરાવવી અને તેને શાહી દરબારમા મોકલવાના ચાકીપહેરાનો બંદોબસ્ત કરવો

:૩:

## પ્રાંતિક દીવાનોની ફરજો

સ્થાનિક અમલદારોમાં પ્રાંતિક દીવાનોનો દરજ્જો બીજે નંબરે અને માન પહેલા ભાગમાં બતાવ્યું છે તે પ્રમાણે તે સૂબેદારનો હરીફ હતો અને બન્નેને એક બીજા ઉપર સખત અને ચાંપતી દેખરેખ રાખવાની હતી અને આરબ લોકો પયગંબરના સ્વર્ગવાસ પછી દુનિયાને જીતતા ગયા અને જિતાયેલા પ્રદેશ ઉપર સત્તા જમાવતા ગયા, તેમની આરંભની રાજ્યનીતિ અને પ્રણાલિકા આ પ્રમાણે ચાલુ રાખતા હતા.

પ્રાંતિક દીવાનને શાહી દીવાન પસંદ કરતો અને તે તેના હુકમ અનુસાર વર્તતો અને તેની સાથે પત્રવ્યવહાર ચલાવતો. નવા દીવાનને વિદાય આપતી વખતે મુખ્ય દીવાન તેને આગ્રહ કરતો કે ખેતીની આબાદી કરવી અને અમીનની જગ્યાએ સારામાં સારા માણસની પસંદગી કરવી તેણે પ્રાંતના બનાવો અને રોજ પુરાનના નિવેદન મહિનામાં બે વખત મુખ્ય દીવાનને મોકલવાના હતા. દીવાનને ખાસ ભલામણ હતી કે તેણે વફાદાર અધિકારીઓ તરીકે (ક્રોરી અને તહસીલદાર) વ્યવહારકુશળ માણસોની નિમણૂક કરવી કે જેઓ સરકારી લેણું રાજીખુશીથી ભરવાને રૈયતને સમજાવી શકે અને સખ્તાઈ અને સજાનો આશ્રય લેવાની જરૂર ન પડે.

પ્રાંતિક દીવાનની નિમણૂકની સનદમાં તેની નીચે પ્રમાણે ફરજો જણાવેલી છે —

“ખેતી અને ગામડાંની આબાદી કરવા પ્રયત્ન કરવો. ખજાનાની દેખરેખ રાખવી, જેથી કરીને કોઈ પણ યોગ્ય મંજૂરી સિવાય પૈસાનો ઉપાડ ન કરી શકે. જ્યારે ક્રોરીઓ કે બીજા કોઈ ખજાનામાં પૈસા ભરે, ત્યારે તેમના આડતિયાઓને પહોંચો લખી આપવી (કબ્ઝ-ઉલ્-વસૂલ) કોઈ આમિલ મના કરેલો વેરો (આબ્વાબ) ઉઘરાવે નહિ, તેની તપાસ રાખવી.

અર્થ કરવામાં ઘણી શંકાને અવકાશ રહેતો અને આ હેતુ માટે આપણા હિંદી કાઝીઓ હિંદની બહારના ઈસ્લામી સંસ્કૃતિના મુખ્ય મથકોમાં ધર્મનિષ્ટ મુસ્લિમ બાદશાહો અને પ્રસિદ્ધ મુસ્લિમ ધારાશાસ્ત્રીઓએ આપેલા ચુકાદાઓને આધારભૂત ગણતા. આ પ્રમાણે હિંદનો મુસ્લિમ કાયદો ધારાધોરણોમાંથી નહિ, પણ પ્રેરણામાંથી ઉત્પન્ન થયો હતો. તેને બીજા પણ બે મૂળ હતા—પૂર્વગામી રૂઢિઓ અથવા કાયદાના ચુકાદા અને ધારાશાસ્ત્રીઓના અભિપ્રાય, જોકે આ બંને માત્ર કુરાનનો સ્પષ્ટાર્થ કરવાને માટે હતા, અને ખુદાઈ કિતાબના લખાણમાં નવો સિદ્ધાન્ત કે નિયમ ઉમેરવો નહિ એમ બતાવવાને આગ્રહ કરતા હતા.

હિંદી—મુસ્લિમ કાયદાના ત્રણે મૂળ સાધનો હિંદબહારના હતા. હિંદુસ્તાનના કોઈ પણ બાદશાહનો કે કાઝીનો ચુકાદો એટલો પ્રમાણભૂત ગણવામાં નહોતો આવતો કે જેનાથી કાયદાનો કોઈ સિદ્ધાન્ત સ્થાપિત કરી શકાય કે કુરાનના કોઈ અસ્પષ્ટ શબ્દનો સ્પષ્ટાર્થ કરી શકાય, અથવા તો કુરાનમાં ખાસ રીતે જે બાબતોનો સમાવેશ ન થયો હોય તે બાબતોમાં કુરાનના ઉદ્દેશને અનુસરી કુરાનના કાયદામાં ઉમેરો કરી શકાય.

આથી પ્રમાણભૂત આરબ લેખકોના લખાણોમાંથી સંગૃહીત કરેલા ઈસ્લામી કાયદા અને ચુકાદાનુ એકીકરણ પોતાની પાસે રાખવાનું હિંદના કાઝીઓને આવશ્યક થઈ પડ્યુ હતુ. આના એકીકરણો વખતોવખત તૈયાર કરવામાં આવતા અને મુસ્લિમ કાયદાના ચાર સંપ્રદાયો—હનફી, મલકી, શફી અને હનબલી—માંથી બાદશાહ જે પસંદ કરે તે પ્રમાણે આ એકીકરણનું સ્વરૂપ જુદી જુદી જાતનુ ઘડાતુ. હિંદમાં હનફી સંપ્રદાય જુનવટવાળો ગણાતો. આપણા દેશમાં છેલ્લુ એકીકરણ—ફતવાએ આલમગિરિ—બે લાખ રૂપિયાના ખરચે ઔરંગઝેબના હુકમથી ઉલેમાઓની એક સમિતિએ તૈયાર કર્યું હતુ. આમ હિંદનો મુસ્લિમ કાયદો વિકાસ અને વૃદ્ધિ થવા માટેની શક્તિ ધરાવતો નહોતો, *અરબસ્તાન અને મિસરના કાયદાના ઘડાયેલા ફેરફારોનુ*

પ્રતિબિંબ તેમાં પડે તેટલા અને તેવા જ ફેરફાર તેમાં દાખલ થતા જતા હતા.

મધ્યકાલીન ઇતિહાસના અભ્યાસીઓ સારી પેઠે જાણે છે કે મુસ્લિમ રાજ્યમાં ધાર્મિક કાયદાની અંદર સામાજિક કાયદો નિમગ્ન થઈ જાય છે અને ધર્મનો દરજ્જો પ્રાપ્ત કરે છે અને ઉલેમાઓ (ધર્મશાસ્ત્રીઓ) જ ધારાશાસ્ત્રીઓ બની જાય છે.

હિંદુ જ્ઞાતિઓની અદાલતો અને પંચો કે જે સામાન્ય કાયદા પ્રમાણે ન્યાય ચૂકવતાં હતાં તે વિશે આપણને કંઈ માહિતી મળતી નથી. અથવા તો અકબરે જે બ્રાહ્મણ ન્યાયસભાઓ સ્થાપી હતી કે જે મનુ અને બીજા સ્મૃતિકારોને અનુસરીને કાયદાના ચુકાદા આપતી હતી તેની પણ વિગતો મળતી નથી. આ કાયદાનું એકીકરણ જેને નેથેનિયલ બી. હેલહેડ ગૃહસ્થાશ્રમનો કાયદો કહે છે—જે હિંદુ ધર્મશાસ્ત્રોના નિયમો અને ધાર્મિક આજ્ઞાઓનો એક અવ્યવસ્થિત સંગ્રહ હતો, અને તેના આધારે મુઘલ સમયના અંતમાં હિંદુ ન્યાયાધીશો વિવાદો દાખલ કરતા હતા.

## :૭:

## રાજ્ય સામાજિક ફરજોનો અસ્વીકાર કરે છે

પ્રાંતિક વહીવટ વિશે થોડુંક કહેવાનું જ રહે છે. પ્રાંતના મથકે સ્થાનિક સૂબેદાર, દીવાન અને કાઝીનો કારોબાર શાહી સરકારના હોદ્દેદારોની પદ્ધતિ પ્રમાણે ચાલતો હતો. એક યુરોપી લેખકે લખ્યું છે તે પ્રમાણે 'દરેક સૂબેદાર પોતાના પ્રાંતમાં બાદશાહ પ્રમાણે વર્તવાને પ્રયત્ન કરતો હતો.'

પરંતુ લોકોના—ખાસ કરીને ગામડાના—રાજકીય અને આર્થિક જીવનવ્યવહાર સંબંધી કોઈ પણ હેવાલ મળી શકતો નથી અને તેને માટે પૂરતું કારણ છે. મેં આગળ બતાવ્યું છે તે પ્રમાણે રાજ્યસત્તા

તે સગયમાં માત્ર પોલિસની ફરજો બજાવીને અને મહેસૂલની વસૂલાત કરીને જ સંતોષ માનતી અને કંઈ પણ સામાજિક કાર્ય ઉપાડતી નહિ અથવા તો જ્યાંસુધી બળજબરીનો ગુનો ન થાય અથવા શાહી સત્તા વિરુદ્ધ સ્થાનિક બખેડો ઊભો ન થાય ત્યાંસુધી ગામડાંના રહેવાસીઓના જીવનમાં માથુ મારતી નહિ. જો રાજ્યસત્તાને હેરાન ન કરે તો દરેક ગામડું રાજ્યની દખલગીરી સિવાય પ્રાચીન પ્રણાલિકા પ્રમાણે પોતાના જીવનનો શાન્ત વ્યવહાર ચલાવવાને સ્વતંત્ર હતું. સામાજિક પ્રગતિમાં, પ્રજાના આર્થિક વિકાસમાં, સાહિત્ય અને કલાની વૃદ્ધિમાં, (સિવાય કે બાદશાહના ખાનગી ગૌરવ માટે) અથવા તો રસ્તાવહેવારની સુધારણા (સિવાય કે લશ્કરી હેતુ માટે) માટે, કાર્યારંભ કરવાને રાજ્ય ઇચ્છતું નહોતુ આ બધા કાર્યો જો કરવામા આવતા તો તે ખાનગી સાહસને આભારી હતા. જ્યા વ્યવસ્થિત ગ્રામપંચાયત હોય ત્યાં આ બધાં કાર્યો ગામનો મુખી અથવા તો ગામના આગેવાનો કરતા હતા અને બીજાં સ્થળોએ સ્થાનિક જીવનનું કેન્દ્રસ્થાન જમીનદાર કે નાનો રાજા હતો.

ઈસુ ખ્રિસ્તના જન્મ પહેલા અઢીસો વર્ષ ઉપર બૌદ્ધ સમ્રાટ્ અશોકે લોકોના જીવનમાં પરોપકારી દખલ અને મુરબ્બીવટની દોરવણીની જેવી રાજ્યનીતિ દાખલ કરી હતી તેવી અકબરના પછીના મુગલ બાદશાહોએ ધારણ કરી નહોતી. પ્રાતના મુખ્ય શહેરની બહાર જ્યાં જ્યા સ્થાનિક મુઘલ અમલદારોએ સ્થાનિક જીવનમા અતિ ઉત્સાહભરી પ્રવૃત્તિ બતાવી હતી, ત્યા ત્યા તે ઉપરિ અધિકારીઓના હુકમની વિરુદ્ધમાં અને લાભ મેળવવાના દુષ્ટ આશયથી અથવા પક્ષપાતના હેતુથી તેમ કરવામાં આવતુ. આવી દખલગીરીનુ પરિણામ હમેશા ખરાબ આવતુ.

મધ્યકાલની સિવસંસ્કૃતિના સ્વરૂપવાળા અને ભિન્ન ભિન્ન પ્રકારની જાતિઓથી વસેલા ચીનાઈ સામ્રાજ્ય જેવા સામ્રાજ્યો ટકી રહ્યા તે એટલા જ કારણથી કે મધ્યસ્થ રાજ્યસત્તાએ ગ્રામ-

વિસ્તારોને ઉદારપણુથી સ્વતંત્ર ગણ્યા હતા અને ત્યાંના લોકો જે લશ્કરની ઠરાવેલી સંખ્યા અને મહેસૂલનો નક્કી કરેલો ભાગ આપ્યા કરે, તો દરેક વિસ્તારના લોકોને પરંપરાગત રૂઢિ પ્રમાણે જીવનવ્યવહાર ચલાવવાની છૂટ આપવામાં આવતી હતી.

તેથી, તે કંઇક સ્થાનિક સ્વરાજ્ય જેવી સત્તા હતી, પરન્તુ આવું સ્વરાજ્ય ભોગવતા ભૌગોલિક વિસ્તારો એટલા નાના હતા અને તેમની પ્રવૃત્તિઓ માત્ર ગ્રામસફાઈ અને સામાજિક સ્વરૂપની હતી કે મુઘલ સામ્રાજ્યના ગામડાં અને નાનાં ગામો સ્થાનિક સ્વરાજ્યને બદલે ગ્રામસ્વરાજ્ય ભોગવતા હતા એમ કહેવું વધારે વાજબી ગણી શકાય. રાજકીય સ્વતંત્રતા અને પ્રજાના હિતાર્થે કરવેરાની સ્વસત્તાના (ન્યાત અને સંપ્રદાયથી અલગ) અભાવે, સ્થાનિક સ્વરાજ્ય હોઈ શકે નહિ.

## પ્રકરણ ૨

:૧:

### રાજ્યકર્તા અને ખાતાના ઉપરિ અધિકારીઓ

કુરાનના કાયદા પ્રમાણે રાજ્યકર્તા જ એકલો અમીર ઉલ-મુમીન અર્થાત્ સાચા ધર્મનિષ્ઠ લોકોનો સત્તાધીશ છે અને તે પોતાની ફરજો અદા કરવામાં મુસ્લિમોની જમાતને જવાબદાર છે. પરંતુ રાજસભા અથવા મંત્રિમંડળ લોકોને જવાબદાર હોય અને રાજ્યકર્તા ઉપર કાબૂ ધરાવે અને તેનો ન્યાય કરે તેવી બંધારણયુક્ત યોજના મુસ્લિમ દેશોમા અસ્તિત્વ ધરાવતી નહોતી અથવા તો તેનો વિચાર સરખો પણ કોઈના મનમા આવ્યો નહોતો. મુસ્લિમ રાજ્યસત્તા તત્ત્વરૂપે લશ્કરી રાજ્યસત્તા હતી, અને તેના અસ્તિત્વનો આધાર રાજ્યકર્તાના સ્વતંત્ર અધિકાર ઉપર હતો. રાજ્યકર્તા લશ્કરનો પણ સર્વસત્તાધીશ હતો. રોમન સત્તાધીશના અધિકારો પણ એવા જ હતા, પરન્તુ રોમના રાજ્યબંધારણ અનુસાર, રાજ્યના કાર્યો માટે રાજસભાની મંજૂરી અને મુખ્ય અધિકારીઓની પ્રજા તરફથી થતી ચૂંટણી એ બે બાબતો સમ્રાટની સ્વતંત્રતા ઉપર કાબૂ રાખવાને યોજવામા આવી હતી, જોકે વહેવારમા એ કાબૂ ઘણી વખત કારગત થતો નહિ. આવો કોઈ કાબૂ સિદ્ધાન્ત તરીકે પણ મુસ્લિમ જગતમા અસ્તિત્વ ધરાવતો નહોતો, જોકે વહેવારમા રાજ્યકર્તાના કાર્ય ઉપર મુસ્લિમ લશ્કરના ભયની અને સામાજિક અપવાદ મેળવવાની અનિચ્છાની વારંવાર અસર થતી ખરી.

ખરેખર, રાજ્યકર્તાને કુરાનના કાયદાના ભંજક તરીકે અને તેથી રાજ્ય કરવાને નાલાયક ગણીને તેને પદભ્રષ્ટ કરવાનો ફતવો કાઢવાનો ઉલેમાઓને અધિકાર હતો. પરન્તુ આ કતવાને અમલમા

મેળવવાનુ એકનુ એક સાધન માત્ર બળવો હતો. એક રાજાને શાન્તિથી પદભ્રષ્ટ કરીને તેની જગ્યાએ બીજાને ગાદીએ બેસાડનાર કોઈ બંધારણસરનું મંડળ અસ્તિત્વ ધરાવતુ નહોતુ. સાચે જ એક જુલમી સુલ્તાનને સફળતાપૂર્વક ખસેડવો હોય તો વધારે સબળ લશ્કરના પીઠબળવાળા નામધારી દાવાદાર માણસને તેની સામે ખડો કરવાની જરૂર રહેતી. રાજ્યનુ નિમણુકી લશ્કર તો સ્થાપિત રાજ્યકર્તાનો હુકમ માનવાને બંધાયેલુ હતુ, અને નહિ કે ઉલેમાઓ કે મન્ત્રિમંડળનો હુકમ માનવાની તેની ફરજ હતી

મુઘલ બાદશાહને કોઇ નિયમિત મન્ત્રિમંડળ હતુ નહિ વઝીર અથવા દીવાન એ બાદશાહના હાથ નીચેનો સૌથી ઉપરિ અમલદાર હતો, પરન્તુ બીજા અમલદારો કંઈ તેના જોડીદાર ગણાય નહિ સ્પષ્ટ રીતે તેઓ તેનાથી ઊતરતા દરજ્જાના હતા અને તેઓ સચિવો કહેવા કરતા મન્ત્રીઓ (સેક્રેટરી) કહેવાવાને વધારે લાયક હતા, કારણ કે તેમનુ લગભગ બધુ કામકાજ વઝીર તપાસી શકે તેમ હતુ, અને બાદશાહી ફરમાનો તેની મારફતે જ તેમને મળતા હતા.

રિવાજ એવો હતો કે જ્યારે બાદશાહ દીવાનેખાસનો દરબાર ભરતો, ત્યારે મુખ્ય બક્ષી, મુખ્ય કાઝી, ખાનેસામાન અને સેનાપતિ જેવા મોટા અધિકારીઓ વઝીરની સાથે હાજરી આપતા અને તેમની પણ સલાહ લેવાતી પરન્તુ ઘણા અગત્યના પ્રશ્નોનો નિકાલ તો બાદશાહ અને વઝીર એકલા જ કરતા અને તેમની જાણ્યાદાર જ તેમ કરતા એ કહેવાની ભાગ્યે જ જરૂર છે કે સચિવો કે વઝીર જાતે પણ રાજાની ઇચ્છા ઉપર કાબૂ ધરાવતા નહોતા તેઓ સલાહ આપી શકતા, પણ મત આપી શકતા નહિ અને તેમની નોકરીની અસ્થિરતા અને પરતન્ત્રતાને લીધે બાદશાહ સ્પષ્ટ રીતે ઝોંખે અને જેનો હોય તોપણ તેના બોલવાનો વિરોધ કરવો તે તેમને માટે અશક્ય હતું આ પ્રમાણે રાજા એક માણસની સત્તાવાળા હતું અને ઔરંગઝેબ તેના સમકાલીન (ફ્રાન્સના) ચૌદમા લૂઈ રાજાની માફક પોતે જ પોતાનો વઝીર હતો.

આ ઉપરથી જણાશે કે આધુનિક અર્થનુ સચિવમંડળ મુઘલ પાદશાહને હતુ જ નહિ તેના સચિવો માત્ર મંત્રીઓ જ હતા અને તેઓ માત્ર પાદશાહની ઇચ્છાનો વીગતવાર અમલ જ કરતા; પણ તેઓ નમ્રતાભરેલી સમજાવટ અને ગર્ભિત ચેતવણી સિવાય તેની રાજનીતિને અસર કરી શકતા નહિ, જો તે તેમની સલાહને અવગણે તો તેઓ કદી નોકરીનું રાજીનામું આપતા નહિ. ટૂંકામાં, જ્યારે પાદશાહ બેફામ હોય, ત્યારે જ તેઓ રાજ્યવહીવટની દોરવણી કરી શકતા. આવો સચિવમંડળનો કાબૂ રાજ્યબંધારણના (એનુ અસ્તિત્વ ન હોવા છતા એ નામ જો હુ વાપરી શકુ તો) હાર્દની વિરુદ્ધ હતો, એન્ગ્લો સૅક્સન સમયના ઇંગ્લાંડના રાજ્યતંત્રનો કાબૂ વાઇટ ને ગ્રીમોટના હાથમા હતો તે વખતે જેવી અરાજકતા હતી, તેવી મુઘલ સમયની સ્થિતિ હતી.

મુઘલ પાદશાહની સત્તાની નિર્બંધતાનો તોલ એટલા ઉપરથી થઈ શકશે કે તે રાજ્ય અને ધર્મ બંનેમા સર્વસત્તાધીશ હતો. દઢ સિદ્ધાન્ત પ્રમાણે જોઇએ તો દરેક મુસ્લિમ રાજ્યકર્તા પોતાના કાળનો ખલીફ છે અથવા તો સ્વધર્મીઓ ઉપર સત્તા ચલાવનાર પયગંબરનો છેલ્લામાં છેલ્લો વારસ છે, અને જ્યાસુધી કુરાનના ધર્મશાસ્ત્રીઓ (ઉલેમા)ના આજ્ઞાપત્રથી તેને પદભ્રષ્ટ કરવામા ન આવે ત્યાસુધી તેની સત્તા સર્વોપરિ છે.

બીજા બધા મુસ્લિમ રાજ્યકર્તાઓની માફક મુઘલ બાદશાહો બેવડુ કાર્ય કરતા—રાજા તરીકે તેમના રાજ્યના બધા લોકો ઉપર રાજ્ય ચલાવવુ અને તેમની પ્રજાના એક ભાગના ધર્મપ્રચારક અને ધર્મરક્ષક તરીકે વર્તવુ તેથી તેઓ પ્રજાના મુસ્લિમ વિભાગ પાસેથી કર લેતા કે જે દરેક માણસની કમાણીના પાચમા ભાગ જેટલો હતો આ કરની રકમ સ્વધર્મીઓના લાભ માટે વાપરવાની તેમની ફરજ હતી—જેમકે મસીદો બધાવવી, મતમહતો અને ધર્મશિક્ષકોને વર્ષાસન આપવા, કબરો અને દર્ગાહો નિભાવવી, ગરીબગુરબાને

ખેરાત કરવી અને મુસ્લિમ કન્યાઓને સ્ત્રીધનની જોગવાઈ કરી આપવી આ જકાતની રકમ જમીનમહેસૂલ અને દાણમહેસૂલની માફક જ ખજાનામાં ભરવામાં આવતી બાદશાહની રાજ્ય અને ધર્મ ઉપરની સત્તાનો સૌથી સારો દાખલો એ હકીકત ઉપરથી મળે છે કે પાછળ-ના સમયમાં મુસ્લિમ રાજ્યકર્તાઓ જકાતની રકમ અંગત ખર્ચમાં અથવા તો રાજ્યકારભારના સામાન્ય ખર્ચમાં વાપરી નાખીને તેમની સોપરતનો દુરુપયોગ કરી શકતા

: ૨

## મુખ્ય ખાતાંઓ અને તેમના ઉપરિ અધિકારીઓ

રાજ્યકર્તાના અધિકાર, મંત્રીઓના સ્થાન અને રાજ્યસત્તાના ઉદ્દેશ સંબંધી આટલું બસ છે હવે આપણે રાજ્યવહીવટી તંત્રનો વીગતવાર અભ્યાસ કરીશું

મુઘલ રાજ્યના મુખ્ય ખાતાંઓ આટલા હતા —

૧ **વડા દીવાન**ના હાથ નીચેનું મહેસૂલ અને ખજાનાનું ખાતું

૨ **ખાને સામાન**ના હાથ નીચેનું શાહી ગૃહવ્યવસ્થાનું ખાતું

૩ **મીર બક્ષી**ના હાથ નીચેનું લશ્કરી પગાર અને હિસાબનું ખાતું

૪ **મુખ્ય કાઝી**ના હાથ નીચેનું દીવાની અને ફોજદારી ન્યાયનું ખાતું

૫ **સદ્રે અમીન**ના હાથ નીચેનું દેવસ્થાન અને ધર્માદા વહીવટનું ખાતું

૬ **મુહતાસિબ**ના હાથ નીચેનું જાહેર સદાચારનું ખાતું

આના કરતાં નાના પણ લગભગ એટલા દરજ્જાના બીજા બે ખાતાં પણ હતાં —

૭ **મીર આતિશ** અથવા **દારોગા-ઈ-તોપખાના**ના હાથ નીચેનું તોપખાનાનું ખાતું

૮ **દારોગા-ઈ-ડાક ચૌકી**ના હાથ નીચેનું ટપાલ અને જાસૂસી ખાતું.

દારોગાના હાથ નીચેના કારખાના સ્વતંત્ર ખાતાં નહોતા. તેમાનાં ઘણાંખરા ખાનેસામાનના હાથ નીચે હતા.

: ૩ :

## વજીર

વજીર અથવા મુખ્ય પ્રધાન માનાર્હ ઇલ્કાબ હોય તેમ જણાય છે અને તેની પાસે રાજ્યવહીવટની ખાસ કોઈ શાખા હોય એમ મેળ નહોતા. અલબત્ત, તે મહેસૂલી ખાતાનો ઉપરિ અધિકારી હતો, પણ તે તો દીવાન તરીકેના હોદ્દાની રૂએ તેમ છતા, બધા દીવાનો કંઈ વજીર નહોતા. અને કોઈ પણ હિંદુ દીવાનને વજીરનો ઊંચો ઇલ્કાબ આપવામા આવ્યો હોય તેમ આપણા વાંચવામા આવ્યુ નથી.

અસલ તો વજીર મહેસૂલી ખાતાનો વરિષ્ઠ અધિકારી હતો અને સમયના વહેવા સાથે તેના હાથમા બીજા ખાતાઓનો કાબૂ પણ ધીમે ધીમે આવ્યો. શાહ જ્યારે રાજ્યકર્તા નાલાયક, મોજીલો કે સગીર ઉમરનો હોય ત્યારે વજીર લશ્કર ઉપર સત્તા ધરાવી શકતો આ પ્રમાણે મૂળમા તો વજીરનો હોદ્દો મુલ્કી હતો અને લશ્કરી કાબૂ તે અસાધારણ પ્રસંગે જ ધરાવી શકતો, અને તે બાદશાહી નબળાઈનુ ચિહ્ન હતુ અલબત્ત, મુઘલાઈના બીજા ઊંચા અમલદારોની માફક તેને લશ્કરની આગેવાની પણ લેવાની હતી અને ઘણી વખત તો નાની લડાઈમા તે આગેવાની લેતો પણ ખરો પરન્તુ બાદશાહની હજૂર-માં તેની સતત હાજરીની જરૂરિયાતને લીધે લાંબા સમય સુધી આવે

તેવાં કે બાદશાહી છાવણીથી બહુ દૂરના પ્રદેશમાં ચાલતાં લશ્કરી કાર્યોનો હવાલો લેવાનું તેનાથી બની શકતું નહિ.

વજીરની કચેરીમાં બધા મહેસૂલી તુમારો, પત્રકો અને ખરીતાઓ પ્રાંતોમાંથી અને યુદ્ધક્ષેત્રોમાંથી આવતા. કેટલાક ઉત્સવના પ્રસંગોમાં રાજાના પ્રતિનિધિ તરીકે પણ તે કામ કરતો. તે પોતાના નામથી પણ બાદશાહના કહેવાથી 'આજ્ઞાનુસાર' (હસ્બ ઉલ-હુકુમ) કાગળો લખતો (નાની રકમો અથવા તો પહેલા મંજૂર થયેલી રકમો સિવાય) પૈસા આપવાના બધા હુકમો ઉપર દીવાનની સહીની આવશ્યકતા રહેતી અને (યુદ્ધક્ષેત્રના લશ્કર કે શાહી કારખાના સિવાયની) બધી રકમોની ચુકવણી પણ તેના ખાતા મારફતે જ થતી. વળી, મહેસૂલની વસૂલાત વિશેના બધા પ્રશ્નોનો નિકાલ દીવાન કરતો, અગત્યની બાબતોમાં તે બાદશાહની સલાહ લેતો અને ખજાનાની હાલતનો હેવાલ વખતોવખત પેશ કરતો. મુઘલ સમયના કેટલાક મશહૂર વજીરો ફારસીના ગદ્યસ્વામીઓ હતા અને તેઓ પરદેશી રાજ્યકર્તાઓને પોતાના માલિકની વતી બાદશાહી ખતપત્રો લખીને બાદશાહના મંત્રી તરીકેનું કામ પણ બજાવતા હતા.

ફ્રાન્સના મધ્યકાલીન ઇતિહાસના રાજમહેલના મેયરોની માફક ઔરંગઝેબના નબળા વંશજોમાં જ વજીરો રાજ્યના ખરેખર રાજ્યકર્તા થઈ પડ્યા હતા.

:૪:

## બક્ષી

મુઘલ રાજ્યતંત્રના દરેક અમલદારને અમુક સંખ્યાના ઘોડેસવારોના ઉપરીનો દરજ્જો મળેલો હતો. એ દરજ્જો તેનો પગાર અને દરજ્જાને માપવાનું સગવડભર્યું સાધન હતું. એનો અર્થ એ નહોતો થતો કે તેને ખરેખર એટલા ઘોડેસવારો પોતાની નોકરીમાં રાખ-

વાના હતા આ પ્રમાણે સિદ્ધાન્તમા તો મુખ્ય અમલદારો પણ લશ્કરી ખાતાના જ હતા અને તેથી તેમના પગારપત્રકો તપાસવાનુ અને મજૂર કરવાનુ કામ લશ્કરના બક્ષીઓ જ કરતા જેમ જેમ સામ્રાજ્યનો વિસ્તાર થતો ગયો, તેમ તેમ આ બક્ષીઓની સખ્યા પણ વધતી ગઈ અને આખરે ઔરગઝેબના વખતમા એક મીર બક્ષી હતો અને તેને ત્રણ મદદનીશ બક્ષીઓ હતા

યુદ્ધમા ઊતરનાર દરેક લશ્કરને પ્રસગે પ્રસગે નીમેલા સેનાધ્યક્ષના હાથ નીચે મૂકવામા આવતુ આ સેનાધ્યક્ષ સાધારણ રીતે બનતા સુધી ગજવશી હતો, જેના ઉપર આયીંડ ઉમરાવો ઉમરાવ દેખરેખ રાખતો હતો જોકે ઘણા પ્રસગોએ સિપાહસાલાર ઈલકાબવાળા અમલદારો વિશે આપણે વાચીએ છીએ, પરતુ તે માત્ર માનાર્હ પદવી હતી અને તે ધરાવનાર ખરી રીતે આખા મુગલાઈ લશ્કરની સરદારી ભોગવતા નહિ બાદશાહ એકલો જ ખરેખરો સિપાહસાલાર હતા

તોપખાનાની શાખા મીર આતિશ અથવા લોકોમા જાણીતા દારોગા-ઈ-તોપખાના નામવાળા અમલદારના તાબામા હતી માત્ર તોપચીઓ એકલા નહિ, બદૂકદારો પણ તેના તાબામા હતા યુરોપના તુર્કલોકોનું તોપખાનુ મુઘલાઈ તોપખાના કરતા વધારે ચઢિયાતુ અને અસરકારક હતુ, તેથી મુઘલ બાદશાહો પોતાના મીર આતિશ તરીકે તુર્ક સામ્રાજ્યમાથી કે છેવટે ઈરાનમાથી પણ મળે તો તેવો અમલદાર લાવવાને પ્રયત્ન કરતા હતા એકદરે હિન્દના મુસલમાનો તોપખાનુ ચલાવવાને તદ્દન નાલાયક હતા, અને આ ખાતુ તુર્ક અને ફિરંગી તોપચીઓ અને તોપો બનાવનારાથી ભરાઈ ગયુ હતુ અને બુંદેલા, કર્ણાટકી અને બકસરિયા હિંદુ જાતિઓમાથી બદૂકદારોની ભરતી થતી હતી યુદ્ધક્ષેત્રના દરેક લશ્કરમા ખાસ મીર આતિશ રહેતો હતો

વિલિયમ ઇર્વિનના 'હિંદી મુગલોનુ લશ્કર' એ નામના પુસ્તકમા આ વિષય સબધી સપૂર્ણ વીગતો આપી હોવાથી લશ્કરી ખાતા સબધી અહીં હું વિશેષ વિવેચન કરીશ નહિ

:૫:

## ખાન-ઈ-સામાન

ખાન-ઈ-સામાન મુગલાઈનો ઘણો અગત્યનો અમલદાર હતો, કારણ કે તે બાદશાહના ઘરખટલાનો ઉપરી હતો અને તેની મુસાફરીઓ અને ચઢાઈઓમાં તેની સાથે રહેતો. બાદશાહના બધા હજૂરિયા આ અમલદારના તાબામાં હતા અને બાદશાહનું રોજિંદું ખર્ચ, ખોરાક, તખ્તો, સરસામાન વગેરે ઉપર તે દેખરેખ રાખતો હતો. ખાનેસામાન મોટા વિશ્વાસને પાત્ર હતો અને ભારે લાગવગ ધરાવતો હતો; અને ખાનેસામાનમાંથી વજીરોની નિમણૂક થયાના ઘણા દાખલા છે.

:૬:

## ન્યાયખાતુ

'ચાલુ જમાનાના ખલીફ' તરીકે બાદશાહ વરિષ્ઠ ન્યાયાધીશ હતો અને બુધવારે ખાનગી અદાલતો ભરતો, અને થોડાક પસંદ કરેલા મુકદ્દમાની તપાસ કરતો. પરંતુ તેની અદાલત પ્રાથમિક નહોતી પણ સૌથી છેલ્લા વિવાદ માટેની હતી. ફોજદારી મુકદ્દમાઓમાં મુખ્ય ન્યાયાધીશ કાઝી હતો અને મુસ્લિમ કાયદા પ્રમાણે મુકદ્દમા ચલાવતો. મુસલમાન-મુસલમાન વચ્ચેના મુકદ્દમાઓ એકલા જ નહિ, પરંતુ જેમાં એક પક્ષકાર મુસલમાન હોય તેવા અગત્યના મુકદ્દમાઓ કાઝીની અદાલતમાં દાખલ કરવા પડતા. ધર્મશાસ્ત્ર ઉપરના અરબી પુસ્તકોનું અવલોકન કરીને આવતા મુકદ્દમા માટે કાયદો ખોળી કાઢનાર મુફતીની મદદથી કાઝી ગુનેગારને શિક્ષા કરતો. કાઝીનો હોદ્દો [illegible] સત્તા અને બિનજવાબદારીવાળો દરજ્જો ધરાવતો હોવાથી, કુદરતી રીતે જ તેમાં ઘણો સડો પેઠો હતો; અને થોડાક માનનીય

અપવાદો બાદ કરતા મુઘલાઈના બધા કાઝીઓ લાંચરુશ્વત લેવાને પ્રખ્યાત હતા. સામ્રાજ્યનો વરિષ્ઠ કાઝી કાઝી–ઉલ્–કુઝાત કહેવાતો અને શાહી છાવણીના કાઝી તરીકે બાદશાહની સવારીમા સાથે રહેતો દરેક પ્રાંતના મથકે પણ એક કાઝી રહેતો, જેની નિમણૂક મુખ્ય કાઝી કરતો. આ જગ્યાઓ ઘણી વખત રુશ્વત લઈને વેચવામા આવતી અને મુઘલાઈમા કાઝીનુ ન્યાયખાતુ એક કહેવતરૂપ અને નિંદાને પાત્ર થઈ પડ્યુ હતુ.

નવા કાઝીને નીમતી વખતે દીવાન આ પ્રમાણે રીતસરનુ સૂચનાપત્ર આપતો: 'ન્યાયી, પ્રામાણિક અને નિષ્પક્ષપાતી થજો. પક્ષકારોની હાજરીમાં, અદાલતના મકાનમા અને રાજ્યસત્તાના મથકે મુકદ્દમા ચલાવજો.

'જ્યા તમે નોકરી કરતા હો, ત્યાના લોકો પાસેથી ભેટસોગાદ લેશો નહિ અને માનઅકરામની મિજલસમા ભાગ લેશો નહિ

'તમારા હુકમનામા, વેચાણખત, ગીરોખત વગેરે કાયદેસરના ખતપત્રો ધ્યાનપૂર્વક લખજો, જેથી ભણેલા માણસો તેમાથી છિદ્રો ખોળીને તમારી પ્રતિષ્ઠાને હાનિ પહોચાડે નહિ

'ફક્ર (ગરીબાઈ)ને તમારી ફખ્ર (ગૌરવ) ગણજો'

મુફતીને તો રાતદિવસ ધારાશાસ્ત્રના પુસ્તકો અને જેમાથી દૃષ્ટાન્તો જાણી શકાય તેવા મુકદ્દમાના હેવાલો વાચવા પડતા જો તેને એમ લાગે કે ઉપરી કાઝીએ આપવા ધારેલો ફેસલો બધા પહેલાના ફેસલાની વિરુદ્ધ છે તો, તેણે તેને વિનયથી કહેવુ જોઈએ કે, 'સાહેબ, અમુક અમુક પુસ્તકમાં આવી જાતના મુકદ્દમાનો આ પ્રમાણે ફેસલો લખેલા છે એ પુસ્તક વાચ્યા પછી આપ આપનો ચુકાદો આપો તો સારુ'

મુફતીએ ફુરસદના વખતમાં કાયદાના વિદ્વત્તાયુક્ત ફેસલા અને ન્યાયના સિદ્ધાન્તોની ચર્ચાઓની નકલ પ્રમાણભૂત ગ્રંથોમાથી કરવી જોઈએ, જેથી કરીને તેને યોગ્ય કેળવણી મળે સન્તપુરુષો, વિદ્વાનો અને ત્યાગી પુરુષોને ભરણપોષણ માટે બાદશાહે કે શાહજાદાઓએ

આપેલી ધર્માદા જમીનજાગીરોની તપાસ અને દેખરેખ રાખવાનું કામ સદ્ર કરતો એ ધર્માદા કાર્યોનો સાચો ઉપયોગ થાય છે કે નહિ તે જોવાની અને નવી મદદો માટેની અરજીઓની તપાસ કરવાની તેની ફરજ હતી. આવી મદદો ઘણી વખત રોકડ રકમના રૂપમાં પણ અપાતી. નકરી જમીનોનાં નામ સયુરઘાલ, મદદ-ઈ-મશ, અઇમ વગેરે હતા

સદ્ર બાદશાહનો દાનાધ્યક્ષ પણ હતો અને રમઝાનના મહિનામાં અને બીજા પવિત્ર પ્રસંગોએ ખેરાતને માટે અર્ચનાને બાદશાહે અલગ કાઢેલી મોટી રકમો વાપરવાનું કામ પણ તેના હાથમા હતું. આ રકમો ઔરંગઝેબના સમયમા દોઢ લાખ રૂપિયા સુધી પહોચી હતી. સદ્રની નોકરી એવી હતી કે લાચ અને ખાયકાથી પૈસાદાર થવાના અસખ્ય મસ્તેગો હતા અને અકબરના સમયના સદ્ર અમલદારો લાચ અને કરતા માટે નામીચા હતા.

સામ્રાજ્યનો મુખ્ય સદ્ર સદ્ર-ઉસ્-સદૂર, સદ્ર-ઇ-જહાન અથવા તો લોકોમાં સદ્ર-ઈ-કુલ તરીકે જાણીતો હતો તે ઉપરાત દરેક પ્રાતમા ગ્થાનિક સદ્ર પણ હતો. વ્યવહારમાં સદ્ર સપૂર્ણ રીતે દીવાની ન્યાયાધીશ હતો, પણ તે બધા દીવાની મુકદમા ચલાવતો નહોતો કાઝી અને સદ્રની જગ્યાઓ માટે મળી શકે તો ઊંચી અરબી વિદ્વત્તાવાળા અને પ્રતિષ્ઠિત સદાચરણવાળા પુરુષો પસંદ કરનામા આવતા હતા

જ્યારે મુખ્ય સદ્ર પ્રાતિક સદ્રોને તેમના હોદ્દાની જગ્યાએ મોકલતો, ત્યારે તેમના પ્રાતોમાના નકરી જમીનના ખાતેદારો અને રોજિંદાં ભથ્થા જેમને અપાતાં હોય તેવા માણસોની યાદીઓ તેને પૂરી પાડવાની હતી વળી મસીદના મુજાવરો, અઇમદારો, રોજિદારો, વિદ્યાર્થીઓ અને વર્ષાશન મેળવનારા બીજા માણસો મરણ પામે અથવા પલાયન થઈ જાય તો શુ કરવુ તે સબધી બાદશાહના ધારા ધોરણોની નકલો આપતો હતો અને શાહી હુકમ પ્રમાણે વર્તવાની સૂચના કરતો હતો.

:૭:

## મુહતાસિબ

મુસ્લિમ કાયદા પ્રમાણે મુહતાસિબ એટલે જાહેર સદાચારનો નિરીક્ષક નીમવાની બાદશાહની ફરજ હતી. તેનુ કામ ધર્મના ધોરણ અનુસાર લોકોનું જીવન ઘડવાનું હતું. વળી પયગંબરની આજ્ઞાઓ અને નિષેધો (અમ્ર વ નિહિ)—જેવા કે મદ્ય અને મદ્યાર્ક, ભાંગ અને બીજાં માદક પીણાં, જુગાર અને બીજાં અસદાચારનાં કાર્યો—નો અમલ કરાવવાની તેની ફરજ હતી. સૂકા માદક પદાર્થોની બંધી નહોતી અને અફીણ અને ગાંજાની છૂટ હતી એમ માલૂમ પડે છે. નાસ્તિક વિચારો, પયગંબરની બદબોઈ, પાચ વખતની નમાઝમાં બેદરકારી અને રમઝાનના ઉપવાસો ન પાળવા—તે બાબતો પણ તેના અધિકારમાં હતી. તે સૈનિકોની ટુકડી સાથે રસ્તાઓ ઉપર જઈને પીઠાને, દારૂ ગાળવાની ભઠ્ઠીઓને અને જુગારના અખાડાઓને જ્યા જુએ ત્યા તોડી પાડતો અને લૂટી લેતો, ભાગનાં વાસણો અને તાવડા ભાગી નાખતો અને મુસલમાન પ્રજાઓ પાસે ધાર્મિક વિધિઓ સખ્ત રીતે પળાવતો. કેટલીક વખત તેના રસાલાના માણસોને હિંમતવાળા દુરાચારીઓની સાથે મારામારી પણ થતી. ઔરંગઝેબના સમયમા નવાં બંધાયેલા હિંદુ મંદિરોને તોડી પાડવાની ફરજ પણ આ અમલદારને માથે હતી.

નવા નિમાયેલા મુહતાસિબને તેની ફરજો સંબંધી નીચેની સૂચનાઓ આપવામા આવતી—

'જે મુસલમાનો સાચા ધર્મ અને મુસલમાની સદાચાર અથવા વિધિઓ સંબંધી નિયમો ન જાણતા હોય તેમને એ બાબતો સંબંધી સૂચનાઓ આપવી. જો તેઓ તેમ વર્તવાની અશક્તિ જણાવે તો તેમને ધમકાવવા કે શિક્ષા કરવી.

બજારોમાં અને મહોલ્લાઓમાં ધારાધોરણો અને રીતરિવાજોની

વિરુદ્ધ જઈને મંદિરોનો ભાગ બંધ કર્યો છે કે નહિ અથવા રસ્તો રાક્યો છે કે નહિ અથવા તો બંધ કરવા એના ઉપર કચરા નાખ્યા છે કે નહિ, અથવા તો જાહેર વ્યવહાર માટેનો બજારની જમીનનો કોઈ ભાગ દબાવીને ત્યાં દુકાન કરી છે કે નહિ તેની તપાસ કરવી, એવી બાબતોમાં તમારે નિયમોના ભંગને દૂર કરવાનું રહેવું

'શહેરોની અંદર માદક પીણાના વેચાણની અથવા તવાયફો (વેશ્યાઓ)ના રહેઠાણની પરવાનગી આપવી નહિ, કારણ કે તે પવિત્ર કાયદાથી વિરુદ્ધ છે

'કુરાનની આજ્ઞાઓનો ભંગ કરે તેમને મારી શિખામણ અને ચેતવણી આપવી પહેલાં નબતાઈ કરવી નહિ, કારણ કે તેઓ કદાચ તમારા માર્ગમાં અડચણ ઊભી કરે પહેલાં આ લોકોના આગેવાનો ઉપર સૂચના મોકલવી અને જો તેઓ તેના ઉપર ધ્યાન ન આપે તો તેમની હકીકત હાકેમ તરફ મોકલવી'

## ૮

## માહિતીનાં સાધનો

મુઘલ રાજ્યવહીવટના તંત્રની માહિતી સંબંધી જે અમલ સાધનો આપણી પાસે છે તેનું હવે વર્ણન કરીશું અને સમીક્ષા કરીશું તેમાંનું સૌથી વધારે જાણીતું અને અંગ્રેજી ભાષા જાણનાર વાચકો માટે નાઈથી મેળવી શકાય તે સાધન અબુલ ફઝલ કૃત આઈન-ઈ-અકબરી છે, તેનું ભાષાન્તર બ્લોકમેન અને જેરેટે ત્રણ ભાગમાં કર્યું છે આ ગ્રંથ પાછળની બધી શાહી પુસ્તિકાઓનો પૂર્વગામી અને આદર્શ હોવા છતાં, તેની અંદર ઘણા દોષો છે એવા પ્રકારના હિસાબના ગ્રંથોમાં તે પહેલો હતો અને જે સમયે નવો મુઘલ રાજ્યવહીવટ અર્ધો જામેલો હતો તે વખતે લખાયો હતો આથી લાંબા સમયથી સ્થપાયેલા રાજ્યમાં અનુભવી અમલદારો શું કરતા હતા તે વિશે નહિ, પણ કોઈ અમલદારે

'ખેતીની મોસમના અંતે મૂળ કાચી નોંધો ઉપરથી આમિલોએ જબરદસ્તીથી કરેલી ઉઘરાત અને ખાયકી નક્કી કરવી અને તેમના હિસાબમાં શાહી ખજાનાનું જે લેણુ પડતુ હોય તે વસૂલ કરવું. દુષ્ટ અને અપ્રામાણિક આમિલો સંબંધી સરકાર (એટલે કે મુખ્ય દીવાન)ને હેવાલ મોકલવો, જેથી કરીને તેમની જગ્યાએ સારા માણસો નીમી શકાય.

'જો કોઈ આમિલે ઘણા વર્ષોની મહેસૂલ ઉઘરાવવી બાકી રાખી હોય, તો પાંચ ટકાનુ વ્યાજ ચઢાવીને અનુકૂળ હપ્તાથી ગામડાઓ પાસેથી બાકી વસૂલ કરવી

'પાછલા વર્ષે સરકારે ધીરેલી તગાવીની રકમ ચાલુ વર્ષની પહેલી મોસમમા ઉઘરાવવી જો લોકો આપે નહિ, તો સરકારે દીવાન અને અમીનને તે રકમ ભરી દેવાની ફરજ પાડવી.

'દસ્તૂર પ્રમાણે તમારા ખાતાના કાગળો શાહી દફતરખાતામા મોકલી આપવા.'

:૪:

## ફોજદાર અને તેનુ કામકાજ

સુલેહ જાળવવામા અને સામાન્ય કારોબારી કામ કરવામા ફોજદારો સૂબેદારોના મદદનીશો હતા. પ્રાંતના જે વિભાગો પૂરતી રીતે સુધરેલા હોય અથવા તેમા પૂરતી સંખ્યાના જમીનદારો કે મહેસૂલના મોટા સાધનો હોય અને તેમા મોટા ગામો હોય, તે પ્રાંતના પેટા વિભાગો પાડી આ અમલદારોના તાબામા સોંપવામા આવતા. આ પ્રમાણે બિહારના સૂબામા (પ્રાંત) (૧) પટનાઉ, (૨) દરભંગા અથવા તિરહુત અને (૩) હાજીપુરની ફોજદારીઓ હતી. સત્તરમા સૈકાના ફારસી ખતપત્રોમાં મૂંગીર અને ભાગલપુરમા ફોજદારોના મથક હોવાનો કોઈ ખાસ ઉલ્લેખ મારા જોવામા આવ્યો નથી

બંગાળામાં હુગલી, જેસોર, ગૌહતી, સિલ્હટ, મેદિનીપુર અને કદાચ ઘોડાઘાટ એ ફોજદારી વિભાગો હતા

જ્યારે નવો ફોજદાર નીમવામાં આવતો, ત્યારે તેની નીતિ અને વર્તન સંબંધી નીચેનો ઉપદેશ આપવામાં આવતો :

'સિપાઈઓની સાથેના વહેવારમાં ફોજદારે બહાદુર અને વિનયી થવું જોઈએ તેણે પોતાના હથિયારબંધ ખિદમતગારોમાં મશહૂર બહાદુરીવાળા અને ઊંચા ખાનદાનના માણસોની જ ભરતી કરવી'

'જેવા તમે તમારી નોકરીના મથકે પહોંચો કે તરત જ, જે સ્થાનિક પાછલા વહીવટથી માહિતગાર હોય તેમને ખોળી કાઢવા (દાખલા તરીકે, કાનૂનગો અને બીજા), તેમના હૃદય જીતી લેવા અને તેમની પાસેથી જાણી લેવુ કે તમારા વિભાગમા રાખેલા લશ્કરનો કયો ભાગ સરદારની નબળાઈનો લાભ લે તેવા વલણવાળો છે અને કાયદા વિરુદ્ધ વર્તનાર જમીનદારોની સાથે કોણ કોણ છૂપી રીતે મળી ગયુ છે.

'વળી, કયા કયા સ્થાનિક જમીનદારો નિયમિત રીતે મહેસૂલ ભરતા હતા અને કોણ કોણ તમારા પહેલાના ફોજદારના વખતમાં વિરોધ બતાવતા હતા તે જાણી લેવુ જે જમીનદારો કુદરતી રીતે તાબે થવાનું વલણ ન ધરાવતા હોય, તેમના પ્રત્યે પહેલા તો સારો ભાવ રાખવો, અને તેઓ જો તેના જવાબમા તાબેદારી ન બતાવે તો, તેમને સજા કરવી જો આવા જમીનદારોને શિકસ્ત આપવા માટે તમારુ લશ્કર પૂરતુ ન હોય તો, તેના શત્રુઓને તેની વિરુદ્ધમા ઉશ્કેરવા, તેના વિરોધીને એ જમીનદારની જમીન આપવી, અને બંડખોરને સહેલાઈથી કચરી નાખવાને તેના વિરોધીના લશ્કરની કુમકમા તમારુ લશ્કર પણ મોકલવુ

'શાહી દરબારના કોઈ વિશ્વાસુ કારકુનની સાથે તમારા પત્રવ્યવહારની ગોઠવણ કરવી અને આ પ્રમાણે ખબર પૂરી પાડવાના આધારે તમારી બાબતો તે દરબારમા (એટલે મુખ્ય દીવાનને) સાદર કરે એમ વ્યવસ્થા કરવી

'સ્થાનિક વાકઇ-નવીસ, સવાનીહનિગાર અને હલકારાઓને (સરકારી ખબરપત્રીઓ અને જાસૂસો) રાજી રાખવા શાથી જે તેઓ બનાવના અહેવાલો તમને લાભ મળે તેવી રીતે લખી મોકલે.

'(તમારે બખેડાની જગ્યાએ જવું પડે ત્યારે) ચપળતાથી યુદ્ધમાં ઊતરી શકો એટલા માટે લડાઈના બધા હથિયારોનો મહાવરો તમારે ચાલુ રાખવો અને શિકાર ખેલવાની અને ઘોડેસવારીની ટેવ પાડવી.'

ફોજદારની નિમણૂકની સનદમાં તેની ફરજોનું નીચે પ્રમાણે સંપૂર્ણ વર્ણન કરવામાં આવ્યું છે.

'સજાના સારામાં સારા સાધન તરીકે કાયદા વિરુદ્ધના માણસોના અને બંડખોર સરદારોના કિલ્લા તોડી પાડવા. મહેસૂલ ભરનાર માણસોના રક્ષણ માટે રસ્તાઓને સલામત રાખવા. મહેસૂલ વસૂલ કરવાને વખતે જાગીરદારોના ગુમાસ્તાઓ અને કોરીઓ(ખાલસા જમીનના ઉઘરાતદારો)ને લશ્કરી મદદ આપવી.'

'બંદૂકો બનાવવાની લુહારોને મના કરવી. જે થાણદારોને તમે નીમો, તેમને તેમના હોદ્દા પૂરા સંભાળવાને, લોકોની કાયદેસર માલિકીની મિલકત ન પચાવી લેવાને અને મના કરેલા વેરા(આબ્વાબ) ન ઉઘરાવવાને તાકીદ કરવી.'

'જ્યાંસુધી જાગીરદારનો ગુમાસ્તો અથવા ખાલસા જમીનનો આમિલ લશ્કરી મદદ માટે લેખી માગણી કરે નહિ, ત્યાંસુધી તમારી હકૂમતના કોઈ ગામ ઉપર ચઢાઈ લઈ જવી નહિ. તમે આવી માગણી મળ્યા પછી, ગામના જે આગેવાનો તોફાનના મૂળ હોય તેમને સમજાવીને સુધારવાનો પ્રયત્ન કરી જોવો, જેથી કરીને તેમની તોફાની અને બિનકાયદાસરની ચાલ માટે તેઓ પસ્તાવો કરે અને મહેસૂલ ભરવાને અને સુવ્યવસ્થિતિથી ખેતી કરવાને પ્રેરાય. જો તેઓ સુધરે તો આમિલ પાસે કરારનું ખત કરાવી લેવું. જો સુધરવાની ના પાડે તો ગામના દુષ્ટ માણસોને સજા કરવી, પરન્તુ ખેડૂતોને

કનડવા નહિ', 'રસ્તાઓનું રક્ષણ કરવું, જંગલ કપાવી નાખવા, અને કાયદા વિરુદ્ધના કિલ્લાઓ તોડી પાડવા'

'ટૂંકામાં ફોજદાર, તેના નામ પ્રમાણે, નાના બળવો દાબી દેવાને, લૂંટારુ ટોળીઓને વિખેરી નાખવાને કે પકડવાને, જબરજસ્તીના ગુના અટકાવવાને અને મહેસૂલી અધિકારીઓ, ફોજદારી ન્યાયાધીશો અને જાહેર નીતિરક્ષકોના સામેના તોફાન વિરુદ્ધ જોરતનખી બતાવવાને દેશમાં રાખવામાં આવેલા લશ્કરનો તે માત્ર એકલો જ મગદાર હતો (તેના કાર્યો અર્વિન ભા ૨, પૃ ૪૦–૪૧માં ટૂંકામાં જણાવ્યાં છે)

•૫•

## કોટવાલ અને તેની ફરજો

જાહેર શાન્તિના સબંધમાં આપણે અહીં કોટવાલ અને તેની ફરજોની યોગ્ય રીતે ચર્ચા કરીશું તે શહેરના પોલિસદળનો ઉપરી હોવાથી તેને ખાસ કરીને નગર–અધિકારી ગણી શકાય

જે વહીવટના કાર્યોમાં નિયમોનું પાલન કરતો હોય અને અંતરમાં ઈશ્વરથી બીતો હોય તેને આદર્શ કોટવાલ તરીકે વર્ણવવામાં આવે છે જ્યારે બાદશાહ કે પ્રાંતનો સૂબેદાર ન્યાયસભામાં બિરાજતો હોય કે જાહેર મુલાકાતનો દરબાર ભરતો હોય, ત્યારે તેણે હાજરી આપવી જોઈએ પોતાની જગ્યાનો હવાલો લેતી વખતે તેણે જાતતપાસથી ખાતરી કરવી જોઈએ કે તેના હાથ નીચેના ઘોડેસવાર અને પાયદળ લશ્કરની સંખ્યા મુકરર થયા પ્રમાણે છે કે નહિ અને તેમનો સરંજામ, હથિયાર અને બીજો સરસામાન–સળિયા, બેડીઓ અને તીરના ભાથા–(? બંદુકનાન) વગેરેની સંખ્યા નોંધવહી પ્રમાણે બરોબર છે કે નહિ તેણે કેદખાનાની અંદરના માણસોની સંખ્યા ગણી જોવી અને તેમના ગુનાની કેફિયતોની ચોખ્ખી કરવી પછી જે કેદીઓને તે નિર્દોષ ગણતો હોય તેમનો અહેવાલ ઉપરી અધિકારી તરફ લખી મોકલવો અને

તેમની મુક્તિ મેળવવી જે અપરાધી માણસો પૈસા આપી શકે તેમ હોય તેમની પાસેથી યોગ્ય દંડ લઈ તેમને છૂટા કરવાના હુકમો તેણે મેળવવા જોઇએ દમડી વિનાના કેદીઓની બાબતમાં અહેવાલ લખી મોકલવો અને હુકમ પ્રમાણે વર્તવું જેઓ કેદમાં રાખવા લાયક હોય તેમની હકીકતોનું નિવેદન ન્યાયાધિકારીઓ તરફ મોકલવું અને તેમની મહોર સાથેના હુકમોનો અમલ કોટવાલે કરવો જોઇએ. જેઓ દેહાત-દંડને લાયક હોય, તેમની લેખી હકીકત તપાસના દિવસે ન્યાયાધીશને સાદર કરવી અને દેહાતદંડનો હુકમ કાઝીની મહોર સાથેનો મેળવીને તેનો અમલ કરવો

ચોકિયાતો અને ઝાડુ કાઢનારાઓને ભેગા કરીને તેમની પાસેથી મુચરકા લખાવી લેવા કે અમે મહોલ્લાઓમાં બનતા બનાવો કંઈ પણ હકીકત દબાવી રાખ્યા સિવાય કે અતિશયોક્તિ કર્યા સિવાય આપને નિવેદન કરીશું તેણે દરેક જિલ્લા માટે છૂપી બાતમી આપવાને એકેક પ્યાદા સિપાઇને નીમવો, જેથી કરીને આ બને સાધનો મારફતે આવતા અહેવાલોનો મુકાબલો કરીને તે સાચી હકીકત જાણી શકે અને યોગ્ય અમલ કરી શકે

ઇન્સાફ બરોબર આપવો, જેથી કરીને કોઈ બાબતની સત્યતાનો નિર્ણય કરવામાં લોકો તમારી કાઝીની સાથે તુલના કરી શકે શહેરના જાહેર માર્ગો ઉપર સૂર્યાસ્તથી નવ વાગ્યા સુધી અને નવથી સૂર્યોદય સુધી રાહદારીઓની તપાસ રાખવાને અને જેઓને ચોર કે દુષ્ટ માણસો ધારવામાં આવે તેમને પકડીને તમારી પાસે રજૂ કરવાને ચોકિયાત તરીકે ખબરદાર માણસોને ગોઠવવા જોઇએ

વેચાણ અને ખરીદીના સ્થળોએ અને જ્યાં ઘણા લોકો રોજ ભગતા હોય તેવી તમાસાની જગ્યાઓએ ખીસાકાતરુ અને ઉઠાઉગીરોને પકડવાને અને તમારી પાસે સજા માટે લાવવાને માટે ચોકીદારો ગોઠવવા

વેશ્યાઓ, નર્તકીઓ, કલાવો અને માદક પદાર્થોના વેચનારાઓને

ઓળખીને તેમની પાસે જામીનખતો લખાવી લેવાં કે જો અમે મના કરેલા કામો કરીશું તો આટલો દંડ આપીશું. જો તેઓ કંઈ ગુનો ભંગ કરે તો તેમનો દંડ કરવો. અધવગને પહેરેગીરો સાથે ઘોડા ઉપર બેસીને શહેરની ચારે બાજુએ અને મહોલ્લાઓમાં લટાર મારવી. જે મહોલ્લાઓમાં પહેલા તમે તમારા જાસૂસો મોકલ્યા હોય અને તેમણે ચોર લોકોના અડ્ડા ખોળી કાઢ્યા હોય, ત્યાં તમારે વખતસર પહોંચી જવું અને તેમની હરામખોરી મૂળમાંથી જ દાબી દેવી. એને કેદીઓ નાસી જાય, માટે તેમના ઉપર ધ્યાનપૂર્વક દેખરેખ રાખવી જોઈએ.

આઈન-ઈ-અકબરીમાં પણ કોટવાળની ફરજોનું સૂક્ષ્મ વર્ણન કરેલું છે. પણ આ અમલદારે પાળવાના અકબરના દસ્તૂરોમાંથી ઘણાખરા તેના મરણ બાદ રદ કરવામાં આવ્યા હતા; અને આઈનનો આખો ફકરો મને તો કોટવાળને માટે આદર્શ જેવો, પણ ખરી હકીકતનું પ્રતિબિંબ ન પાડનારો જણાય છે. અહીં કોટવાળ પાસેથી જેટલી માગણી કરવામાં આવી છે તે તો માત્ર સંપૂર્ણ મનુષ્ય જ પૂરી પાડી શકે. તેથી આ સાધનની હું કંઈ કીમત ગણતો નથી.

(યુરોપી પ્રવાસી) મનુકચી જાતનિરીક્ષણથી કોટવાળના કામકાજ વિષે કીમતી અહેવાલ પૂરો પાડે છે 'દારૂ ગાળવાનું બંધ કરાવવાની તેની ફરજ છે. શહેરમાં કોઈ વેશ્યા ન રહે અથવા બાદશાહે મના કરેલું કોઈ કામ કરવામાં ન આવે તે તેણે જોવું જોઈએ. જે બધા બનાવો બને, તેની માહિતી તે મેળવે છે, જેથી તે પોતાનો અહેવાલ (બાદશાહ તરફ) મોકલી શકે. આ હેતુને માટે આખા મુઘલ સામ્રાજ્યમાં હલાલખોર (ઘર વાળનાર) તરીકે જાણીતા માણસો હોય છે. આ લોકોની ફરજ હોય છે કે તેમણે દિવસમાં બે વાર દરેક ઘરમાં ઝાડુ કાઢવા જવું અને જે બનાવ બને તેની કોટવાળને ખબર આપવી..... ચોરો અને ગુનેગારોને પકડવાની પણ તેની ફરજ છે. તે કાઝીના હાથ નીચે છે અને તેની તરફથી હુકમો મેળવે છે

..... તેના તાબામાં પુષ્કળ ઘોડેસવારો અને સંખ્યાબંધ પાયદળ લશ્કર રહે છે. દરેક જિલ્લામાં એક સવાર અને વીસથી ત્રીસ પ્યાદા હોય છે અને તે રોન ફર્યા કરે છે.' કોટવાળની સનદમાં જણાવેલું હોય છે કે 'શહેરમાં ચોરી–ચપાટી થાય નહિ, લોકોના જાનમાલની સલામતી રહે અને લોકો શાન્તિથી પોતાનો વેપારરોજગાર ચલાવે એનો તમારે બંદોબસ્ત કરવાની જરૂર છે. ખાયકીના ગુનાવાળા લોકોને તમારી મુન્સફી ઉપર કેદ કરવા કે છોડી દેવા નહિ, પણ કાઝીના હુકમ પ્રમાણે તમારે વર્તવાનું છે. જો શહેરમાં હોડી હંકારવાનો ધંધો ચાલુ હોય તો, હોડીનો કોઈ વેરો ઉઘરાવવો નહિ (કારણ કે તે વેરો બાદશાહે રદ કર્યો હતો), અને ખારવાઓ વાજબી કરતા વધારે ભાડું લે નહિ અને કાયદાવિરોધી માણસો કે જુલ્મગારો હોડીઓનો ઉપયોગ કરી નદીપાર કરે નહિ તેની તમારે કાળજી રાખવી.'

જાહેર રસ્તા ઉપર કોટવાલની કચેરીના સામે એક ચબૂતરો બાંધેલો હતો, જેના ઉપર હરામખોરોને ખડા રાખવામાં આવતા.

## : ૬ :

## ખબરપત્રીઓ

મધ્યસ્થ રાજ્યસત્તા જે સાધન દ્વારા દેશના સમાચાર મેળવતી તેના ચાર પ્રકાર હતા–(૧) વાકેઆનવીસ, (૨) સવાનિહ–નિગાર, (૩) ખુફિયા–નવીસ. આ ત્રણે લેખી અહેવાલ મોકલતા અને (૪) હલકારાનો શબ્દાર્થ ખેપિયો થાય, પણ વ્યવહારુ અર્થ જાસૂસ થતા હતો તે મોઢાની ખબરો લાવતો, જોકે તેના તરફથી કાગળો મળવાના થોડાક ઉલ્લેખો જોવામાં આવે છે ખરા.

વાકઈ–નવીસ (કોઈ વખત વાકઈ–નિગાર લખાતું) અને સવાનિહ–નિગાર એ બંનેનો અર્થ એક જ હતો–બનાવોનો લખનાર અથવા નોંધનાર. બંને વચ્ચેનો માત્ર એટલો જ ભેદ હું સૂચવી શકું કે વાકઈ

—નવીસ અનેમાં વધારે નિયમિત અને જાહેર હેવાલ લખનાર હતો, જ્યારે સવાનિહ-નિગાર અમાત્યની ખાનગી ઉપર ખાસ નીમેલો ખબરપત્રી હતો. પરન્તુ આમલદારોની ફરજો વિશેની જે ફારસી હાથપ્રત મેં જોઈ છે, તે પ્રમાણે આ ખુલાસો બંધબેસતો નથી. તેમ છતાં, આટલું તો જણાય છે કે વાકેઆ-નવીસ ન્યુઝલેટરના લેખકની માફક, દરેક પ્રાંતમાં અને મોટાં શહેરમાં કાયમનો નિમાતો, જ્યારે સવાનિહ-નિગાર ખાસ જગ્યાઓએ અને ખાસ પ્રસંગે નિમાતો. સંભવ છે કે બીજો ખબરપત્રી પહેલાના ઉપર દાબ અને જાસૂસ રૂપે કામ કરતો હોય.

જ્યારે પ્રાંતિક હાકેમ જાહેર દરબાર ભરતો, ત્યારે વાકેઆ-નવીસ હાજર રહેતો અને બનાવોની ત્યાં ને ત્યાં નોંધ કરતો. આ ખબરપત્રોના કાગળની હકીકત બાદશાહને મોકલ્યા પહેલાં સૂબેદારને અથવા તો ન્યુઝલેટર હોય તો, હાકેમના મુદ્દા ને જણાવવામાં આવતી. સવાનિહ-નિગાર પણ એમ કરતો કે કેમ તે આપણે જાણતા નથી.

હાથપ્રતમાં એમ જણાવેલું છે કે દર અઠવાડિયે બનાવોના અહેવાલ મોકલવા અને સવાનિહ-નિગારે મહિનામાં આઠ વખત મોકલવા. ભાષા ઉપરથી જણાય છે કે પાછળના અમલદારે જ આ સૂબા (પ્રાંત)-ની હકીકતના અહેવાલો મોકલવાના હતા, જ્યારે પહેલાએ અમુક સ્થળો સંબંધી જ મોકલવાના હતા, પણ આ અભિપ્રાય પ્રમાણભૂત નથી.

ઘણા પ્રાંતો અને નાના પરગણાંની બાબતમાં બક્ષી અને વાકેઆ-નવીસના હોદ્દા એક જ શખ્સ ધારણ કરતો.

ખુફિયા-નવીસ અથવા 'ગુપ્ત લેખક' બહુ ગુપ્ત પ્રતિનિધિ હતો. તે સ્થાનિક અધિકારીઓને જણાવ્યા સિવાય ખાનગી રીતે બનાવોના અહેવાલ લખી મોકલતો અને ઘણી વખત તો સ્થાનિક આગેવાનો તેનું નામ પણ જાણતા નહિ. આ ગુપ્ત ખબરપત્રીઓ [illegible] જેવા લાગતા અને હું ધારું છું કે એ હોદ્દો કેટલાક દેશી રાજ્યોમાં હજી પણ ચાલુ છે.

આ ખબરપત્રો (અને હકીકતના સંબંધમાં [illegible])

ડાકચોકીના દારોગા તરફ મોકલવામાં આવતા અને તે ખોલ્યા સિવાય બાદશાહ રૂબરૂ રજૂ કરવાને વઝીરને આપતો. આ ચાર પ્રકારના અખબાર–નવીસોનો ઉપરી અને રક્ષક આ દારોગો હતો અને તેના હુકમ પ્રમાણે તેમને ચાલવું પડતું.

ઘણી વખત કોઈ મિજાજી સુબેદાર તેના વિરુદ્ધ થયેલા અહેવાલને લીધે સ્થાનિક ખબરપત્રીનુ જાહેરમાં અપમાન કરતો અગર તેને માર મારતો, ત્યારે તે પોતાના હાથનીચેના અમલદારની તરફદારી કરતો અને કોઈક સુબેદારને શિક્ષા કરાવતો.

ખબરખાતાનો ઉપરી ઔરંગઝેબના રાજ્યમાં ઘણી લાગવગ ધરાવતો અને વિશ્વાસપાત્ર ગણાતો, ઔરંગઝેબ જાસૂસોને પોતાનાં નેત્ર અને કર્ણના જેવા ગણતો એના રમુજી દૃષ્ટાન્તો અહકામ-ઇ આલમગિરિમા આપેલાં છે, જેનુ મેં અંગ્રેજીમા Ancedotes of Aurangzeb એ નામથી ભાષાન્તર કર્યુ છે.

હાથપોથીમા નવા નિમાયેલા વાકઇ–નવીસને આ પ્રમાણે નિપુણ શિક્ષા આપવામા આવે છે:

'ખરી હકીકતનો જ અહેવાલ મોકલવો, નહિ તો બાદશાહ જો બીજા સાધન મારફતે હકીકત જાણશે, તો તમને સજા કરશે[1] તમારુ કામ નાજુક છે; બને પક્ષની તમારે સેવા કરવાની છે.

'સાપ મરે નહિ અને લાઠી ભાગે નહિ' એવી જાતનુ ઊંડું ડહાપણ અને વિચારો રાખવા જોઇએ. મોટા અમલદારોના જિલ્લાઓમા મના કરેલા કામ થાય છે. જો તમે તેનો સાચો અહેવાલ લખી મોકલશો તો અમલદારોની નારાજી થશે. તમે તે નહિ લખી મોકલો તો, તમારી ખરાબી થશે. તેથી તમારા જિલ્લાના અમીરને કહેવુ કે 'તમારા જિલ્લામા મના કરેલા કામ થાય છે તેને અટકાવો, જો તે ઉદ્ધત જવાબ આપે તો તમારે એવા દુષ્કૃત્યો બતાવીને જિલ્લાના કોટવાલને ધમકી આપવી. પછી જિલ્લાના અમીરના ધ્યાનમા એ વાત ઊતરશે એ જિલ્લામાથી દુષ્કૃત્ય દૂર ન થાય, તોપણ જો કોઈ

એનો અહેવાલ બાદશાહને મોકલે તો તમે તમારો બચાવ અહેવાલથી કરી શકો કે મેં તો જિલ્લાના અમીનને ખબર આપી હતી અને કોટ-વાલને પણ સૂચના કરી હતી

'દરેક બાબતમાં સાચી વાત લખવી, પણ અમીરોને નારાજ કરવાથી દૂર રહેવું! તમામ નિવેદનોની સભાનપૂર્વક ચોકસી કર્યા પછી લખવું

'વાકઓએ અઠવાડિયામાં એક વખત, સવાનિહ બે વખત અને હરકારાએ અખબાર એક વખત (મહિનામાં?) મોકલવા અને નાઝિમ અને દીવાનના ખરીતા ભૂંગળીઓમાં ઘાલીને મહિનામાં બે વખત મોકલવા તે ઉપરાંત અગત્યની બાબતો તરત જ મોકલવી'

# પ્રકરણ ૫

:૧:

## જમીનવેરા

જૂના વખતથી વેરો ભરનાર અને વેરો લેનાર એ બન્ને વચ્ચે ચાલ્યું આવતું ગાઢું વેર જોઈને હિંદના ઇતિહાસના સૂક્ષ્મ અભ્યાસીને ઘણુંજ આશ્ચર્ય થાય છે. હિંદુસ્તાનમાં આવેલા યુરોપના મુસાફરોએ નિરીક્ષણ કર્યું છે કે રૈયત રીતસરનો વેરો ભરવાને પણ નારાજ હતી અને તેની પાસેથી રાજ્યનું લેણું વસૂલ કરવાને બળનો ઉપયોગ કરવો પડતો. બીજી બાજુએ, સંસ્કૃત સાહિત્યમાં, તેમજ ફારસી દરબારી તવારીખોમાં, રાજપુરુષો—મહેસૂલી અમલદારો અને દરબારીઓ—કેવી રીતે ખેડૂતો ઉપર જુલમ કરતા તે વાંચીએ છીએ અને બન્ને યુગોના લખાણોમાં આવા લોહીચૂસણિયાઓથી રૈયતનું રાજાએ રક્ષણ કરવું એમ જણાવેલું છે. મહેસૂલ ન ભરવાની આનાકાની કરવાની ટેવનું એક કારણ એ હતું કે મહેસૂલના બદલામાં તેમને રાજ્ય તરફથી કંઈ લાભ મળતો નહિ, પણ મુખ્ય કારણ તો રાજ્યની અસ્થિરતા હતી. મેં આગળ સમજાવ્યું છે કે મુઘલાઈ રાજ્ય હિંદમાં કંઈ પણ સામાજિક પ્રવૃત્તિ કરતું નહિ, પરન્તુ માત્ર બહારના હુમલા કરનારથી અને અંદરના બળવાખોરોથી દેશનું રક્ષણ કરવાનો તેનો હેતુ હતો. રાષ્ટ્રિય બચાવનું આ કામ પણ ઘણી વખત ખરાબ રીતે કરવામાં આવતું, અને ચોરલૂટારા સામે ગામડાઓની ચોકીનું કામ ગામની સંસ્થા કરતી, કે જેને મહેસૂલમાંથી કંઈ બદલો મળતો નહિ. આ પ્રમાણે રાજ્ય ખેડૂતની મહેનતના ફળનો સારો જેવો ભાગ ભોગવે. તેના બદલામાં રૈયતને કંઈ દેખીતો લાભ મળતો નહિ.

બીજું, રાજવંશના પલટા એટલા બધા વારંવાર થતા, એક જ

વંશની અંદરઅંદર પણ વારસાના વિગ્રહો અપવાદરૂપે નહિ પણ નિયમ તરીકે એટલા બધા ચાલુ રહેતા, અને પડોશના રાજ્યો ઉપર ચઢાઈઓ કરવી (સંસ્કૃતમાં 'દિગ્વિજય', ફારસીમાં 'મુલ્કગીરી') એ હિંદુ રાજાઓ અને મુસ્લિમ સુલતાનો બન્ને પોતાની એટલી બધી સામાન્ય ફરજ ગણતા કે હિંદમાંના ખેડૂતને મહેસૂલ ભરવાની ઇચ્છા હોય તોપણ એને ભરવું તેની તેને સમજ પડતી નહોતી. એમાં બેવાર ભરવા પડે તેવા કારણથી કુદરતી રીતે જ દૂર રહેવાની તેની ઇચ્છા હતી. કોઈ વાર પડે તો તે સહી લેવાના જોખમે પણ થોડા મહિના કે વર્ષો સુધી રાહ જોવી અને કયો પક્ષ રાજગાદી ઉપર દૃઢ રીતે સ્થાપિત થાય છે તે જોયા પછી મહેસૂલ ભરવું તે વધારે ડહાપણભરેલું છે એમ ધારવામાં આવતું. પરન્તુ ખાટની બધી બાણી દીન પડી આ પ્રમાણે ચઢેલા મહેસૂલની બાકી કોઈ કાળે ભરી શકાતી નહિ, કારણ કે અનાજના ઉત્પન્નનો ઘણો ભાગ પોતાના ખોરાકમાં વપરાઈ જતો, અને બાકીનો ભાગ દેશની અસ્થિર હાલતને લીધે લુટાઈ જતો.

રાજ્યકીય ગેરવ્યવસ્થાની અને બળવાના ઘણા સૈકાઓ પસાર થવાને લીધે વીસમી સદીના હિંદના ખેડૂતના મનમાં પણ એવી ઊંડી અને કાલ્પનિક માન્યતાએ ઘર ઘાલ્યું છે કે વારસા માટેના વિગ્રહો તદ્દન કુદરતી છે અને જ્યારે જ્યારે રાજ્ય યુદ્ધમાં કોઈ પણ સ્થળે સંડોવાયું હોય, ત્યારે ડાહ્યા ખેડૂતે મહેસૂલ ભરતાં પહેલાં બેવાર વિચાર કરવો જોઈએ.

જર્મની સામેના છેલ્લા મહાવિગ્રહ વખતે ચિતાગાંગના ખાસ મહાલોની ઘણી રૈયતને વિઘોટી ભરવાની આનાકાની કરી હતી અને ડેપ્યુટી કલેક્ટરને કહ્યું હતું કે, 'જો કૈસર અહીં આવે તો તે અમારી પાસે ફરીને વિઘોટી નહિ માગે? માટે, અમને બેવડી વિઘોટીથી બચાવો.'

સાતમા એડવર્ડ રાજાના મરણ વખતે હું ઉત્તર બંગાળાના એક ગામડામાં હતો. તેમના વારસદાર રાજાના ગાદીએ બેઠાના સમાચાર

સાંભળીને સ્થાનિક રૈયતે મને પહેલો જ પ્રશ્ન એ પૂછ્યો હતો કે, 'શું તેમના પિતાશ્રીઓ તેમના રાજ્યાધિકાર વિશે તકરાર ઉઠાવતા નથી?' આપણા ગામડાંના લોકોમાં અંધેર અને જુલમના જે યુગો ગયા તેને લીધે આવી પરંપરાગત માન્યતા ઘર ઘાલીને બેસે તે આપણે કળી શકીએ છીએ.

:૨:

## ખેડૂતની પાસે હંમેશાં મહેસૂલ બાકી રહેતી

આથી મહેસૂલની વસુલાત રૈયત અને સરકાર વચ્ચે હંમેશાં ચાલતા ઝગડાનું પરિણામ હતું અને બાકી ભાગ્યે જ પૂરેપૂરી વસૂલ થતી. અને આ વિષચક્રનું ત્યાર પછીનું બીજું પરિણામ એ આવતું કે સરકારી વસુલાતદારો હમેશ રહેનારી બાકીને નામે ખેડૂતોનો માંડમાંડ નિર્વાહ થાય એટલું રાખીને બાકીનુ બધુ તેની પાસેથી ખૂચવી લેતા. તેથી હિંદુસ્તાનના ઘણાખરા ભાગોમા રૈયતની સ્થિતિ, પંદરમા લૂઈના રાજ્યના ફ્રેંચ ખેડૂતો અન્યાયી વેરો ભરવામા છટકબારી ખોળતા અને આયર્લેંડના ખેડૂતો હંમેશાં તેમના જમીનદારોના દેવાદાર રહેતા હતા, તેમના જેવી હતી.

પરન્તુ આટલો તફાવત હતો કે બ્રિટિશ સમય પહેલાંના કાળમાં વિઘોટી ન ભરાય તો તેમની જમીન પડાવી લેવામા આવતી નહિ અને ખેડૂતો ભૂખે મરતા નહિ. (સિવાય કે દુકાળના વખતમા, જ્યારે વધારે ફળદ્રુપ પ્રદેશોની સાથે વહેવારના સાધનો હતા નહિ.) પ્રાચીન યુગમા અને મધ્ય યુગમાં ખેડૂત પાસે જમીનનો કબજો કાયમ રાખવામાં આવતો અને નિર્વાહપૂરતી ખોરાકી તેમના ઘરમા સિલકમા રહેતી. (બધો પાક નિષ્ફળ જાય તો જુદી વાત.) મહેસૂલ ભરવાની ભાગબટાઈની જૂની પદ્ધતિથી તેને લાભ હતો, શાથી જે વર્ષના ખરેખરા પાકના આધારે રાજભાગ આપવાનો હતો, જ્યારે અત્યારની રોકડ ભરણાની

પદ્ધતિ (કે જેમાં જુદાજુદા વર્ગના ઉત્પન્નની સાથે વિઘોટીના દરને કંઈ સંબંધ નથી) તે વખતે પ્રચલિત નહોતી. તે સમયમાં સતત વિગ્રહ અને અંધાધૂંધીને લીધે જમીનદારને શસ્ત્રસજ્જ સૈનિક મેળવવાની ગરજ રહેતી, તેથી ખેડૂત ઉપર મમતા રાખવામાં આવતી અને તેને કીમતી ગણવામાં આવતો. ખેડૂતો મેળવવા માટેની જમીનદારો વચ્ચેની ચડસાચડસી નિયમિત રીતે ચાલુ રહેતી. વધારે ગરીબ ખેડૂતો આગલા માલિકની બાકી માફી વાળવાની આશાએ અને નવા માલિકના તળે આબાદ થવાની ઉમેદથી માલિકનો બદલો કરતા હતા. માત્ર ચાળીસ પચાસ વર્ષ ઉપર ઉત્તર બંગાળાના ખેડૂતો આ પ્રમાણે વારંવાર માલિકીપલટો કરતા તેના ઘણા દાખલા જોવામાં આવતા.

:૩:

## રાજ્યસત્તાધીશે મના કરેલા ગેરકાયદાના વેરા

મહેસૂલ ભરવી મુલતવી રાખવી અથવા તો સમૂળગી ન ભરવી એ બાબત સંબંધી રૈયતનું વલણ અને દર ત્રીજે કે પાંચમે વર્ષે તે માફી વાળવાની ગરજની નિષ્ફળતા તે મુગલાઈ મહેસૂલીખાતાના દરદના મૂળ હતા. મહેસૂલી ખાતાના નાના અધિકારીઓના અને કેટલાક બાદશાહોના પણ લોભને લીધે એ આપદામાં વધારો થતો હતો. જ્યારે હું આસપાસ અથવા તો અધિભાર વિરહનાં ઉઘરાણાંની યાદીની ચર્ચા કરીશ, ત્યારે તમે જોઈ શકશો કે લોકોના પાસેથી જન્મથી તે મરતા સુધી અને મરણ પછી પણ પૈસા કઢાવવાને ગરજની અજાયબ શોધક બુદ્ધિએ કેવી જાતના ઇલાજો ખોળી કાઢ્યા હતા. આ બધા આસપાસ ખેડૂતો સીધા ભરતા નહિ; તેમાંના કેટલાક નાના વેપારીઓ અને મોટા ગામના લોકોને પણ લાગુ પડતા હતા. પણ આપણા લોકોનો બહુ મોટો ભાગ ખેડૂતોનો બનેલો હોવાથી અને

વેચાણની ઘણી વસ્તુઓ જમીનમાંથી પેદા થતી હોવાથી, આબકારીનો ઘણોખરો બોજો ખેડૂતો ઉપર જ હતો

આબકારીના સંબંધમાં એટલું ઉમેરવાનું ન્યાયપુરઃસર છે કે મોગલ બાદશાહ અને વસૂલાતદારો વચ્ચે એ સંબંધમાં હંમેશાં રાજનીતિ માટે સ્પષ્ટ તકરાર ચાલુ રહેતી આ બાદશાહો હંમેશાં એવા હુકમો કાઢતા કે મહેસૂલની વસૂલાતની બાબતમાં ખેડૂતોના પ્રત્યે નરમાશ અને રહેમદિલી બતાવવી, બધા આબકારી રદ કરવા અને બધા સ્થાનિક દુઃખો દૂર કરવા, અને મહેસૂલી અમલદારો માત્ર જિવાઈ પૂરતું રાખીને બધું ચૂસી લે એવા હતા એક બાદશાહ ગંભીરતા પૂર્વક એવો ઢંઢેરો બહાર પાડે છે કે બધા આબકારી રદ કરવામાં આવે છે અને બધા અમલદારોએ—અત્યારના અને ભવિષ્યના—આ સૂચનાઓનો અમલ કરવો પણ એના એ આબકારી ફરીને પાછા ચાલુ થાય છે અને તે બાદશાહના વારસદારને ફરી પાછા રદ કરવા ફરમાન કાઢવું પડે છે, પરન્તુ તેનું પરિણામ પણ બરોબર પહેલાના જેવું જ આવે છે

રૈયત પાસેથી કોઈ પણ જાતનું ઉઘરાણું ન લેવું તે સબંધી મુગલ રાજ્યના સર્વસત્તાધીશની રાજ્યનીતિ તત્કાલીન ઇતિહાસો અને કાગળપત્રો ઉપરથી જણાઈ આવે છે અને તે ખરેખરી બાબત હતી અને માત્ર ભલી ઇચ્છા નહોતી તે સાબિત કરી શકાય એમ છે શાહજહાન અને ઔરંગઝેબના રાજ્યોમાં એવા ઘણા દાખલા નોંધાયા છે કે જેમાં પ્રજાની ફરિયાદો બાદશાહના કાન સુધી પહોંચતા ઘણા ક્રૂર અને કડક મહેસૂલી વસૂલાતદારોને અને પ્રાંતના સૂબેદારોને બરતરફ કરવામાં આવ્યા હતા ઇંડિયા ઑફિસની નં ૩૭૮ની એક ફારસી હાથપ્રતના ૬૮મા પાને એક વિશિષ્ટ પ્રકારની હકીકત લખેલી છે તે ઉપરથી ખેડૂતવર્ગને ન્યાય આપવાની અને તેમના પ્રત્યેની ઉદારતા બતાવનાર શાહજહાનની ઉદારતાનો સ્પષ્ટ દાખલો મળે છે અને તે હું અહીં વર્ણવી બતાવીશ

વાત એમ છે કે એક દિવસ મહેસૂલી પત્રકો તપાસતાં શાહજહાનને એવું માલૂમ પડ્યું કે અમુક ગામની ચાલુ વર્ષની ઊપજમાં પાછલાં વર્ષો કરતાં થોડાક હજાર (દામ)નો વધારો આવ્યો છે. તેણે એકદમ મુખ્ય દીવાન સાદુલ્લાખાનને એ તફાવતનો ખુલાસો કરવાને હજૂરમાં બોલાવવાનો હુકમ કર્યો. સાદુલ્લાખાન તે વખતે મહેસૂલી કાગળોનું દફતર છોડીને ગયો હતો અને પોતાના ખાતાના કામકાજ ઉપર રાત અને દિવસ સતત ધ્યાન આપવાને લીધે તેની આંખો ઘેરાતી હતી. રાજદૂતો તેને એની એ સ્થિતિમાં બાદશાહની રૂબરૂમાં લઈ ગયા. આકારણીમાં થયેલા વધારાની બાબતમાં બાદશાહે તેનો ખુલાસો પૂછ્યો. સ્થાનિક તપાસમાં એવું માલૂમ પડ્યું કે નદી સહેજ પાછી હઠી હતી અને તેથી ગામડાના ક્ષેત્રફળમાં અને સરકારી ઊપજમાં વધારો થયો હતો. જ્યારે બાદશાહે પૂછ્યું કે એ જમીન ખાલસા છે કે નકરી (અઈમ) છે, ત્યારે વિશેષ તપાસ કરવામાં આવી અને એમ માલૂમ પડ્યું કે તે નકરી જમીનના એક ટુકડાને અડીને હતી. શાહજહાન ગુસ્સામાં બોલી ઊઠ્યો, 'એ જમીન ઉપરનું પાણી અનાથો, વિધવાઓ અને ગરીબોના નિસાસાથી સુકાઈ ગયું છે, તે જમીન તેમને ખુદાઈ બક્ષિસ છે અને તમે તે રાજ્યને હવાલે લેવાની હિંમત કરી છે! જો ખુદાના ઇન્સાનોની જિંદગી બચાવવાની ફરજાએ મને રોક્યો ન હોત તો તે જુલમી ફોજદારને—એ શેતાનના અવતારને—(એ જમીનની મહેસૂલ ઉઘરાવવાને માટે) ગરદન મારવાનો મેં હુકમ કર્યો હોત. આવાં અન્યાયી દુષ્ટ કૃત્યોથી બીજાઓ દૂર રહે એવી ચેતવણી માટે એને બરતરફીની સજા હું પૂરતી ગણું છું. હકદાર ખેડૂતોને વધારાની મહેસૂલ પાછી આપવાનો તરત હુકમ લખી મોકલો.'

આ ટુચકો અક્ષરશઃ સાચો હોય કે ન હોય, પરન્તુ પોતાની પ્રજા પ્રત્યેની શાહજહાનની રહેમદિલી વિશે વાતાવરણ અને લોકમત કેવું હતું તે આ ઉપરથી જણાય છે.

:૪:

## નાના મહેસૂલી અમલદારો ક્રૂર અને ચૂસણિયા હતા

મુઘલાઈ હિંદના નાના અમલદારો સુધરી ન શકે તેવા બગડેલા હતા, જ્યારે મોટામા મોટા અમલદારો એકંદર રીતે ન્યાયી અને નીતિકુશળ હતા, સિવાય કે કોઈ કોઈ દીવાન કાગળ ઉપર મહેસૂલનો આકડો વધારી મૂકતો અને સૌથી મોટામા મોટો આકડો ભરનારને મહેસૂલની વસુલાતનુ કામ ઇજારાથી આપતો અને તેનુ પરિણામ પાયમાલીમા આવતુ આના દાખલા ઓરીસાનો સત્તરમી સદીનો ઇતિહાસ પૂરો પાડે છે.

ઈસ ૧૬૬૨માં ઓરીસાના સૂબેદારે લખ્યુ હતું કે, 'મહેસૂલની અન્યાયી અને ક્રૂરતાભરેલી આકારણીને લીધે અને નવા દીવાન મહમ્મદ હાશિમની વીગતો માટેની બેદરકારીને લીધે ખાલસા જમીનના મહાલો ઉજ્જડ થઈ ગયા છે અને તેમા અંધેર ચાલ્યુ છે. આ દીવાન આ રીતે કામકાજ કરે છે–જ્યારે કોરીની જગ્યા કોઈ ઉમેદવાર સ્વીકારે છે, ત્યારે, પરગણાનુ ખરેખરુ ઉત્પન્ન કેટલુ છે તે જાણ્યા પહેલા દીવાન તેને તે પરગણાની આકારણીનો કાગળ પકડાવી દે છે અને ત્યા મોકલી દે છે થોડા વખત પછી એ જગ્યા માટે બીજો માણસ ખોળવામા આવે છે અને હાશિમખાન આ માણસ પાસેથી પૈસા લઇને તેની નિમણૂક કરે છે અને પહેલા માણસ કરતા પણ મોટો આકડો ભરવાનુ તેની પાસેથી વચન લે છે. થોડા વખત પછી જો કોઈ માણસ એના કરતા પણ મોટો આકડો ભરવાનું કબૂલ કરે તો તેને પરગણાના વસૂલદાર તરીકે મોકલવામા આવે છે'. આ પ્રમાણે ખાને કોઈ જગ્યાએ બમણી અને કોઈ જગ્યાએ ત્રણગણી મહેસૂલ વધારી દીધી છે અને ખેડૂતો આપવાને લાચાર બનતા નાસી ગયા છે અને ગામડા બધા વેરાન બની ગયા છે'

આ માણસને થોડા વખત પછી બરતરફ કરવામા આવ્યો

હતો. બાદશાહ, મુખ્ય દીવાન અને સૂબેદાર પણ ખેડૂતો પ્રત્યેની વર્તણુકમાં ન્યાયી અને દયાળુ હશે, પરન્તુ નાનો અમલદાર કે મહેસૂલી ગદ્દનીશ સ્થળ ઉપરનો માણસ હતો અને ખેડૂતો સાથે સીધા સંબંધમાં તે જ આવતો, અને તેથી દૂર બેઠેલા બાદશાહ કે દીવાનની ભલી મુરાદો અને દયાળુ ઇરાદા કરતાં એ માણસની સખ્તાઈ અને લોભની જ ખેડૂતો ઉપર અસરકારક છાપ પડતી. આ હકીકત સત્તરમી સદીમાં સારી રીતે જાણીતી હતી.

મહાન અને ભલો દીવાન-એ-આલા સાદુલ્લાખાન કહેતો કે જે દીવાન ખેડૂતોને ન્યાય ન આપે તે ખડિયો કલમ સાથે રાખીને બેઠેલા રાક્ષસ જેવો છે. આ સુભાષિતની યથાર્થતા એટલા ઉપરથી જણાશે કે ફારસીનો 'અ' અક્ષર સિદી બાજુની કલમ જેવો છે અને 'ન' અક્ષર ઢોળી ખડિયાના આકારનો છે. 'દીવ' શબ્દનો અર્થ રાક્ષસ થાય છે અને તેથી દીવાન શબ્દનું પૃથક્કરણ 'દીવ' અને 'અન' એટલે કલમ ખડિયો થઈ શકે.

ખરી રીતે સ્થાનિક અમલદારો અને મહેસૂલી ગદ્દનીશોની લુચ્ચાઈ તખ્ત-એ-તાઉસ (મયૂરાસન)ના માલિકને પણ ભારે પડી ગઈ હતી અને શાહજહાનના મરણ પછી તરત જ પચાસ પ્રકારના આબુવાબો ચાલુ થઈ ગયેલા આપણે જોઈએ છીએ.

:૫:

## મહેસૂલી અમલદારો નજરાણાં કેમ લેતા હતા?

સૂબેદારથી માંડીને બધા અમલદારો જે નજરાણાં અને દસ્તમાઈ ઉઘરાવતા તે પૂર્વ અને પશ્ચિમ બંનેના મધ્ય કાળનાં મોટામાં મોટાં દૂષણો હતાં. મુઘલ શાસનમાં આ દૂષણ ત્રણ કારણોથી વધી ગયું હતું-(૧) બાદશાહ અને શાહજાદાઓને મોટા અમલદારો અને મોટા અમલદારોને નાના અધિકારીઓ નજરાણાં આપતા. (૨) નાના

અધિકારીઓને ગાર નામનો જ પગાર મળતો અને (૩) લોકોનો તાબેદાર અને ભિનકામગીરીવાળો સ્વભાવ

પ્રાચીન સમયની પ્રથા અને સામાજિક શિષ્ટતાના પ્રચલિત વિચારોને લીધે, તેમજ પોતાના ઉપરીઓને રાજી ગણી દુનિયાદારીના લાભ ઉઠાવવાના હેતુને લીધે, બાદશાહના જન્મદિને અને દરબારમા હાજરી આપવાના પ્રસંગે વિરલ અને મૂલ્યવાન ભેટ આપવાનુ સૂબેદારોને અનિવાર્ય થઈ પડયુ હતુ મુખ્ય દીવાનને પણ એવી ભેટ આપીને રાજી રાખવાનો હતો

આ પ્રમાણે ઉપરથી નીચે સુધી દબાણ હતુ, જોકે તે ઇરાદા પૂર્વક હતુ નહિ અને તેના પરિણામનો પૂરો ખ્યાલ રાજ્યના માલિકને હતો નહિ અજાણપણે જ બાદશાહ સૂબેદારોને નિચોવતો અને સૂબેદારો જમીનદારોને ચૂસતા. પ્રાંતિક દીવાને મુખ્ય દીવાનને સંતુષ્ટ કરવાનો હતો અને તેથી તે તાબાના વસૂલાતી અધિકારીઓને નિચોવતો અને આ છેલ્ની પાયરી ા માણસો ખેડૂતોને ચૂસતા

ગેરઇન્સાફ માટે અને અયોગ્ય લાભ ઉઠાવવાને માટે અપાતી રુસ્વત જે રાજ્યના હિતોને હાનિકારક હતી તે આ નજરાણા કરતા જુદી જ હતી મુઘલ સમયમા પણ રુસ્વત લેવી તે કામ દુષ્ટ અને નાલેશીભર્યું ગણાતુ, જોકે ગુપ્તતા ા આચરણ હદ ા તેનો બહોળો પ્રચાર હતો

સરકાર તરફથી મળતા ઓછા પગારમા કારકુનો અને બીજા તાબાના અમલદારોને તેમ ા પ્રસગમા આવનાર માણસો પાસેથી ગેરકાયદે વળતરો લઈને વધારો કરતો પડતો તેને લખામણી (હક્ક –ઉત્–તહરીર) કહેવામા આવતી હાથપોથીમા હિસાબ તપાસનારને (મુશરીફ) આ પ્રમાણે ઉપદેશ આપેલો છે, 'લોકો રાજીખુશીથી જે લખામણી આપે તે લેવી, કારણ જે માણસ રૂ ૫૦)ને લાયક હોય તે રૂ ૨૦)ના દરમાયામા કેવી રીતે પોતાનો ગુજારો કરી શકે?'

:૬:

## પરગણાનો કોરી અર્થાત્ વસૂલાત અધિકારી

મહેસૂલ ઉઘરાવનાર ખરો અમલદાર કોરી હતો એ નામ એ ઉપરથી પડેલુ કે મૂળમા એક કરોડ દામ (અઢી લાખ રૂપિયા)ની ઊપજની જમીનનો રકબો તેના તાબામા હતો. આ વ્યવસ્થા અકબરની હતી. (આઈન. ૧,૧૩) પરન્તુ પાછલા વખતમા મહેસૂલની ઊપજ ગમે તેટલી હોય તોપણ એ હોદ્દાનુ નામ વપરાશમા રહ્યુ હતુ પાછળથી તેનો અર્થ માત્ર 'પરગણાનો વસૂલાતદાર' અધિકારી થતો હતો, અને ગંજ એટલે બજારના કોરીનો પણ એક વર્ગ હતો.

કોરીએ પોતાના અધિકાર–પ્રદેશના પ્રમાણમા શિબંદી ફોજ રાખવાની હતી અને યોગ્ય વખતે બેદરકારી વિના મહેસૂલ ઉઘરાવવાનું હતુ જે રૈયતો મહેસૂલ આપી ન શકે તેવા હોય, ત્યા મહેસૂલની માગણી કરવી નહિ, એમ કરતા રૈયતને ખેડૂતો નાસી જાય ધારાધોરણ કરતા વધારે કંઈ પણ ઉઘરાવે નહિ તેવી તેણે પોતાના તાબાના નોકરોને તાકીદ આપવી, નહિ તો ઉચાપત માટે તપાસણી (વાસિલાત) થવાનો સંભવ છે. તેણે પ્રામાણિક થવુ જોઈએ. (હાથપોથી, પૃ ૬૪)

'આઈન–ઇ–અકબરી' (ભા. ૨, પૃ. ૪૩–૪૭)મા અકબરના સમયના આદર્શ વસૂલાતી અધિકારીની ફરજો અને સદ્ગુણો વર્ણવેલા છે, પરન્તુ અમલમા તો માત્ર તે કોરી કરતા ઊંચી પાયરીનો અમલદાર હોય એમ જણાય છે.

નવા કોરીની નિમણૂકની સનદ આપી છે 'અમીને કરેલી આકારણી પ્રમાણે દર મોસમે મહેસૂલ ઉઘરાવવું અને તે ફોતાદારને ભરવું. ફોજદાર અને અમીનની સલાહ પ્રમાણે ફોતાદારને પહોંચ આપીને નાણા શાહી ખજાનામા સંભાળપૂર્વક મૂકવાં. નિયમ પ્રમાણે હિસાબના ઉતારા, આવક ખર્ચની યાદીઓ અને બીજા કાગળો સરકારી

દફતરખાનામાં મોકલવા. નહીભ (?), તહસીલદારી વગેરે આસ્વાનુ ઉપરાવવા નહિ, નહિ તો એ પૈસા ગુનેગાર પાસેથી પાછા વસૂલ કરવામાં આવશે અને તેને બરતરફ કરવામા આવશે.

:૭:

## અમીન અને કાનૂગો

અમીનનો શબ્દાર્થ પંચ અથવા બીજાની થાપણુ સંભાળનાર (ટ્રસ્ટી) થાય છે. આ હોદ્દાની કામગીરી એ હતી કે મહેસૂલ ઉઘરાવનાર રાજ્ય અને તે આપનાર ખેડૂત એ બને વચ્ચે નિષ્પક્ષપાત પંચ તરીકે વર્તવું.

અમલદારોની ફરજો વિશેની હાથપોથી (૬૧-૬૩) અમીન અને તેના કામકાજ સંબંધી નીચેની માહિતી આપે છે:

'અમીને ધારાધોરણો (ઝાબિતા) સારી રીતે જાણવા જોઈએ એણે પ્રામાણિક તથા કાર્યનિપુણ થવું જોઈએ, તેમ જ દરેક બાબતના ગુણદોષ સંપૂર્ણ રીતે જાણવા જોઈએ. તેણે નિયમ પ્રમાણે આકારણી (મુશખા) કરવી અને સરકારી પૈસા ખાવા નહિ.

અમીનનુ કામ રાજ્યમા ખેતી કરાવવાનુ છે ખેતીની મોસમ શરૂ થયા પહેલા તેણે કાનૂગો પાસેથી મહેસૂલની આકારણીના અને ગામડાઓના ક્ષેત્રફળના છેલ્લા દશ વર્ષના કાગળો મગાવી લેવા, ક્રોરી, ચૌધરી, કાનૂગો અને જમીનદારોની સાથે ગામડાઓમા ઘોડા ઉપર ફેરણીએ જવુ, ગામડાઓની ખેડાતી જમીનના વિસ્તાર અને હળની બરાબર સંખ્યાની તપાસ કરવી, અને કાનૂગોના કાગળમા જણાવેલા ક્ષેત્રફળ સાથે ખરેખરા ક્ષેત્રફળનો મુકાબલો કરવો, અને જો બને સરખા ન હોય તો વધારાને માટે–કાનૂગો પાસે ખુલાસો માગવો અને ઘટાડાને માટે મુખીને ઠપકો આપવો, એવું જણાવીને કે, 'શા માટે કાનૂગોએ ખોટી હકીકત મોકલી અને મુખીએ જૂઠી વાત કરી?'

'ત્યારપછી ગામમાં હળની સંખ્યા ગામના ખેડૂતોના પ્રમાણમાં પૂરતી છે કે નહિ તેની તપાસ કરવી. જો પૂરતી સંખ્યા ન હોય તો આગળની ખેડાતી જમીનના પ્રમાણમાં બળદો અને બીજ લેવાને માટે તકાવી આપવી અને પછીના વર્ષના પહેલા હપ્તામાં વસૂલ કરવાને માટે જામીનખત લખાવી લેવાં અને કોરીઓ પાસે મુચરકા લખાવી લેવા.'

આમીનની નિમણૂકની સનદ આ પ્રમાણે છે: 'તમારું કામ પ્રામાણિકપણે અને સચ્ચાઈથી કરજો. ખેતી કાયમની થાય અને વસ્તીમાં વધારો થાય તેવા યત્ન કરવા. ફોતાદાર સોંપેલી મહેસૂલમાંથી (ખજાનામાં જમા કર્યા વિના) કોઈ રકમ પોતાના કબજે રાખે તો તમને જવાબદાર ગણવામાં આવશે. પોતે કરેલી આકારણી પ્રમાણે મહેસૂલ વસૂલ કરીને ફોતાદારને સોંપવા માટે કોરીને તાકીદ આપવી. રૈયત ફોતાદારને જે પૈસા ભરે તેની કામચલાઉ પહોંચ (ચીઠા) તમારા સિક્કા સાથે અને ફોતાદારની સહી સાથે આપવી અને પૂરેપૂરું ભરણું (ભેગાણી) ભરાઈ રહે ત્યારે આ ચીઠા જોઈને હિસાબ ચૂકતે કરવો. લાગા અને તહસીલદારી જેવો કોઈ આબ્વાબ ઉઘરાવવો નહિ, કેમકે બાદશાહે તેની મના કરી છે. ચોધરીઓ અને કાનૂનગો પણ આવો કોઈ વેરો ન ઉઘરાવે તે સંબંધી તેમને ચેતવણી આપવી.'

આમીન અને કોરીએ દીવાન કચેરીમાં મોકલવાના કાગળોની યાદીઓ પણ એક ફારસી પ્રતમાં આપેલી છે.

કાનૂનગો તેના નામ પ્રમાણે કાયદા અને રીતરિવાજ (કાનૂન)નો ખૂબ વાકેફગાર હતો. અને કાર્યપદ્ધતિ, રીતરસમ, અને જમીનના પાછલા ઇતિહાસના ખજાના જેવો હતો. આઈન ઇ-અકબરીમાં તેને 'ખેડૂતોનું આશ્રયસ્થાન' જણાવેલો છે.

'તેઓ ગામડાના મહેસૂલી અમલદારો હતા કે જેમનું કામ તેમના પરગણામાં જમીનની મિલકત અને મહેસૂલી વસૂલાત સંબંધી

બધી પરિસ્થિતિની નોંધ કરવી, જમીનની કીંમત, મુદત, વિસ્તાર અને મોમદલાની નોંધવહી રાખવી, જમીનોની માપણી અને તપાસણીમાં મદદ કરવી, મહેસૂલ ભરનારાના મરણ અને વારસા વિશે અહેવાલ મોકલવા, અને જરૂર પડે ત્યારે સ્થાનિક રીતરિવાજ અને સરકારી કાનૂનોનો ખુલાસો કરવો—એ હતુ તેમને નકરી જમીનો તરફથી સાલિયાણુ મળતુ અને જુદાજુદા ભથ્થા અને હકમાઈઓ મળતી' (વિલ્સન, પૃ ૨૬૦)

હાથપોથી નવા કાનૂનગોને આ પ્રમાણે સૂચના આપે છે· 'બાદશાહના કામકાજનો તમામ કાગળિયા ઉપર આધાર છે. તમારી કચેરીમા તકસીમ (વિભાગ) અને મુઆઝમ (મુનાસબો)ના કાગળો રહે છે નોંધપત્રોની બે નકલો રાખવી—એક તમારા ઘરમા અને બીજી તમારી કચેરીમા (કારકુના કબજામા), એટલા માટે કે આગ કે પૂરના સમયે એક નકલ તો બચવા પામે'

## ૮

## આબ્વાબ્ અથવા કાયદા વિરુદ્ધના વેરા

નિયમસરની જમીનમહેસૂલ અથવા દાણ ઉપરાંતના જુદાજુદા નિમિત્તોથી ઉઘરાવવામા આવતા આબ્વાબ્ અથવા કાયદા વિરુદ્ધના વેરા સબંધી હુ હવે વિવેચન કરીશ આ વેરા મુસ્લિમ રાજ્યકર્તાઓ વખતોવખત ગેરકાયદે જાહેર કરતા અને પોતાના રાજ્યમા તેમની મના કરતા, પરન્તુ તે થોડાક ફેરફાર સાથે જલદીથી પાછા ચાલુ થતા 'મુઘલ સામ્રાજ્યની મહેસૂલના સાધનો' એ નામના પુસ્તકમા કાનગી ભાષાની યાદીઓ ઉપરથી ફીરોઝશાહ તઘલકે (ઈ સ ૧૩૭૫) અને અકબરે (ઈ સ ૧૫૯૦) રદ કરેલા આબ્વાબો આપેલા છે. ઔરગઝેબે ૨૯મી એપ્રિલ ૧૬૭૩ના ફરમાનથી મના કરેલા વેરા 'મિરાતે અહમદી'મા આપવામા આવ્યા છે પણ આ ત્રણે સાધનો બધી

ગામનમા મળતા આવતા નથી એ સમય ૫ ૨૬ થયેલા આસનાઓની નિરાતમા સખ્યા એમ્તાનીસની છે, જ્યારે એક પુસ્તમ્મા બુમોતેર છે, અને બીજામા અઠ્ઠોતેર છે બગાગમા આવા ચોગણુ વેરા ઉત રાવવામા આવતા હતા, પરન્તુ તે માત્ર ગણોનિયા પાસથી જ અ । બ્રિટિશ કાયદાની અદાલતોએ ઓગણીસમી સદીમા તેમો છેવટના રદ્દ કર્યા હતા આ પ્રમાણે આપણે આપણા ઇતિહાસની કેટલીક સદીઓમા થયેલા આસ્તાનુ ૫ વિગતનો સરખામણી કરી અભ્યાસ કરી શકવા ૫ સ્થિતિમા છીએ

આસ્તાન્ કુદરતી રીતે ૭ મોટા વિભાગમા વહેંચાઈ જાય છે

क સ્થાનિક ઉત્પન્નના વેચાણ ઉપરનુ દાણ–દાનના હિંદુસ્તાનમા સુધરાઈઓ જકાત લે છે તે પ્રમાણે, પરન્તુ તે વખતે રાજ્ય લેતું હતુ

ख સ્થાવર મિલકતના વેચાણ ઉપર કર (દાન પણ સ્ટામ્પ લાગત અને નોંધણી લાગત તરીકે કયા નથી લેવાતો ? —અનુવાદક)

ग અમન રૈયા ા પોતાના લાભ માટે ૫ લાગા અને રાજ્ય તરફથી ગમે તેવા પ્રસગો ઉપર લેવાતી લાગતા અથવા કમિશનો

घ અમુક પ્રકારના ધધા માટે લેવાની પરવાનગી ૫ લાગત

ङ ફરજિયાત ફાળા

च હિંદુઓ ઉપરના ખાસ વેરા

ઔરંગઝેબે રદ્દ કરેલા વેરા

छ ઊપજના વેચાણ ઉપર ૫ વે ।

(૧) માછલા

(૨) તેલ કે ઘી

(૩) અફીણ ઉપરની જકાત (પાછળ શાકાશીન)

(૪) છાણા

(૫) દૂધ અને દહીં

(૬) જંગલના ધાક(?)ના પાદડાં અને બાવળની છાલ (શુદ્ધ ?) (ત્રણેમાં જુદાજુદા પાઠ છે 'મિરાત'માં એકલો બાવળ છે)
(૭) શાકપાદડું
(૮) જંગલના ઘાસ, કાઠી અને ઝાંખરાં
(૯) બજારના હાટડાનું જમીનભાડું (ત્રણેમાં હાસિલ-ઈ તહ (અથવા જહા) ફિ-બઝારી. બજારી હાટડાનું ભાડું-પડાગી હાસલ-ઔરંગઝેબે ઈ સ ૧૬૫૯માં રદ કર્યું હતું)
(૧૦) તમાકુનો વેરો (મનુચીએ વર્ણવ્યા પ્રમાણે અમુક મકાનોમાં ઈ સ ૧૬૬૬માં રદ થયો હતો)
(૧૧) ગુલાબજળ માટેના ગુલાબો (શકાશીલ પાઠ)
(૧૨) શહેરો અને ગામડામાં બનતા માટીના વાસણો
ચ મિલ્કતના વેચાણ ઉપરની લાગત
(૧૩) જમીનના વેચાણ કે ગીરો ઉપર
(૧૪) ઘરો (હવેલી)ના વેચાણ ઉપર
(૧૫) બાન (લડાઈમાં પકડાયેલા માણસો) ઉપર
ક અમલદારોના લાગા અને રૈયતના હાસલ
(૧૬) રાહદારી એટલે રસ્તાની ચોકીનો લાગો (ઔરંગઝેબે ૧૬૫૯માં રદ કર્યો હતો. એ વેરાનો જુલમ અને દુરુપયોગ મારા 'ઔરંગઝેબનો ઇતિહાસ' ભા. ૩, પૃ ૮૮-૮૯માં વર્ણવેલો છે માત્ર ખાલસા મુલકમાં જ આ વેરો રદ થયો, ત્યારે તેની ઊપજ પચીસ લાખ રૂપિયા હતી)
(૧૭) ભાડાના ગાડાં, ઊંટ અને બળદિયાઓ ઉપરનું હાસલ
(૧૮) પથ્થરના વજન (બાટ) ઉપરની લાગત ('મિરાત' ઉમેરે છે કે —પથ્થર, લોખંડ વગેરેના વજન છાપતી વખતે)
(૧૯) પાઘડીઓ, માથા અને ઘરોની ગણતરીની લાગત (દસ્તાર-શુમારી, સર-શુમારી, ખાના-શુમારી) આપણે

જાણીએ છીએ કે અકબરના સમયમાં ઘરોની સંપૂર્ણ ગણતરી થતી અને ગામડાનાં દફતરોમાં તેની નોંધ રહેતી, પણ ફારસી ઇતિહાસોમાં કે યુરોપના મુસાફરોના અહેવાલોમાં વસ્તીની ગણતરી સંબંધી કંઈ ઉલ્લેખ નથી.

(૨૦) પૈસા સબંધી દાવાઓની રકમનો ચોથો ભાગ ગણી લેતુ (આપણા સમયની કોર્ટ-ફીની માફક) ઔરંગઝેબે આ લાગત, તેમજ દંડ અને પૂજાપાઠની લાગત બંધ કર્યા હતા, જોકે એને જૂના રિવાજ અને મુસ્લિમ ન્યાયપદ્ધતિનો ટેકો હતો.

(૨૧) શાહ દામી (રૂપિયાના તેવીસમા ભાગની લાગત સ્પષ્ટ નથી)

(૨૨) નકરી જમીનના માલિકો પાસેથી લેવાતી રિવાજ પ્રમાણેની હકસાઈ (મુકરૂરરી)

(૨૩) જમીનની જમાબંદી (શકબંદી) વખતે લેવાતા અનાજના ઉઘરાણા

(૨૪) જમીનની કીમતઆકણી (મુમીઝી) વખતે લેવાતી લાગત. ('મિરાત'મા એમ છે કે, "સરકારે મેળવેલા ઘરોના વેચાણની મુક્ષાગી")

(૨૫) ગનિયાણીગ

(૨૬) છોકરાના જન્મનો વેરો

(૨૭) દારોગા અને કોટવાળના લાગા ['મિરાત' ઉમેરે છે કે "જાનવરના મરા (હાંડી) નવા નાખવાના દાપ ને ઉપર"]

(૨૮) બજારની ચોરી, બાગદારી ફીટ, ટોળીઓ, પેગીઓ અને માલની સૂબોની લાગત (મન્તિગમા દેખાતી ગાને ચોલિમની મગરદ માટે એમા કરેલા.)

(૨૯) ખાસ પ્રસંગો અને ખાસ નામોના પ્રાચીન લાગા— માલિયાના (વર્ષમા એકવાર), કનવાન (મોસમમા એક વખત) માહિયાન (મહિનામાં એક વખત), મેઝાન

(નિમકમાં એક વખત), મીઠ ઉપર, અનાજ-બજારી(?), વગેરે.

(૩૦) સુકાઈ ગયેલી (અને પગે ચાલીને પાર કરી શકાય તેવી) નદીઓના હોડીઉતારના લાગા

(૩૧) કાગળોની કીમત (સરકારી દફતરમાં અને ખેડૂતોને અપાતી પરવાનગીમાં વપરાતા)

(૩૨) ગોળ માટે શેરડીનો રસ ઉકાળવાના દરેક લોખંડના તાવડા ઉપર ('મિરાત' ઉમેરે છે કે "પણ ગોળની ગુણી ઉપર ઠરાવેલા ધોરણ પ્રમાણે હાંસલ લેવાનું છે)

(૩૩) દાણાના વેપારીઓ, વણજારા અને બીજાઓ પાસેથી નવા નિમાયેલા અમલદારો તરફથી લેવાના નજરાણા (પેશકશ)

(૩૪) સૂબેદારોએ ખાનગી ઘરો, મસીદો કે દુકાનોમાં માલિકોની રજા સિવાય મુકામ રાખવો નહિ.

(૩૫) (શાહી) છાવણીના કાગળો લઈ જવાને માટે લેવાતી હકમાઈ (રુકમનાન)

(૩૬) કિલ્લાઓના દરવાજે રહેતા રક્ષકોએ ત્યાં થઈને પસાર થનાર લોકો પાસેથી કંઈ લેવું નહિ

(૩૭) મહસુલ-ઇ-સર-વ-જગી. (? સર-જગતીનો અર્થ જેનાન પાર ન હોય તેની માટી)

ઘ ધંધાની પરવાનગીની લાગત

(૩૮) ખાટકીઓ પાસેથી

(૩૯) પ્યાદાઓ પાસેથી

(૪૦) અને (૪૧) નવા આવીને વસેલા સુતરાઉ કાપડના દરજીઓ અને શેરડી પીલનારા પાસેથી

(૪૨) જુગાર રમનારા અને ચોકિયાતો (પાસબાન) પાસેથી

(૪૩) સિક્કા કરાવતી વખતે સુતરાઉ કપડાં છાપનારા છીપાઓ પાસેથી

લઈ જનાર વટેમાર્ગુઓને કનડે છે" આપણે જાણીએ છીએ કે અમદાવાદ, માળવા અને ખાનદેશમાંથી કેરીઓ, જોધપુર અને ઠઠ્ઠામાંથી દાડમો અને ગુજરાતમાંથી તરબૂચ અને બીજી ઘણી જાતના મેવા બાદશાહને નિયમિત રીતે મોકલવામા આવતા હતા

ચ હિંદુઓ ઉપરના કર

(૫૩) ગંગા અને બીજી પવિત્ર નદીઓમાં નહાવાનો લાગો

(૫૪) ગંગામાં નાખવાના અસ્થિઓ લઈ જવા માટેનો લાગો

ઔરંગઝેબે રદ કરેલા બીજા ઘણા લાગા ગેરકાયદાના વેરા સબંધી નથી, પરન્તુ કુરાન વિરુદ્ધના રિવાજો સબંધી છે આને કરવેરા સાથે સબંધ નથી અને તેથી અહીં તેનો ઉલ્લેખ કરવાની જરૂર નથી

ઉપર આપેલી ઘણી બાબતો બહુ અચકાતા અચકાતા આપી છે, કારણ કે ફારસી લખાણો ના પાઠ અસ્પષ્ટ અને ભ્રષ્ટ છે, તેથી કલકત્તા હાઇકોર્ટે રદ કરેલા વેરાની યાદી હું અહીં આપુ છુ તેમના નામ ઉપરથી જ તેમનુ સ્વરૂપ સમજાશે —

(૧) ઝગીત બત્તા અથવા રિવાજવેરો (૨) મેહમાની (અતિથિકર) અને નજરાણા (૩) બારદાન, બત્તા અને કોટવાની તમાકુ (૪) ચન્ અથવા ફાજો, (૫) માઝીની લાગત (૬) નજાઈ એટલે પાડોશીનુ મરણ થાય કે તે નાસી જાય તો તેને લાવે સરકારને ખાટ આવે તે પુરી કરવાને હયાત પાડોશી ઉપરનો લાગો (૭) તૈયાર થયેલા ગોળ ઉપર દર મણે અમુક શેર ગોળ લેવાનો લાગો (૮) જમીનદારીમાં જોતેદારના (ખાતેદાર?) જોટ (?) ઉપર ઢોર ચરાવવાનો લાગો (૯) રખુમત એટલે પરચૂરણ બાબતો (૧૦) પરબી એટલે તહેવારનો લાગો (૧૧) પટવારીની હકસાઈ (૧૨) પટવારીની રોજી અને સીધા (૧૩) પાસવાની એટલે ચોકિયાતવેરો (૧૪) ભેટ અને બેગાર, વગેરે

# પ્રકરણ ૬

# મુઘલ સત્તા: તેની સિદ્ધિ અને નિષ્ફળતા

## :૧:

## મુઘલ રાજ્યતંત્રની રાજકીય અસર

મુઘલ સત્તાએ હિંદને આપેલો વારસો કયો?[१] મુઘલ સામ્રાજ્ય, જ્યારે ઘણામાં ઘણું વિસ્તર્યું હતુ, ત્યારે તેણે અશોક અથવા સમુદ્રગુપ્તના કરતા પણ આપણા દેશનો વધારે બહોળો ભાગ રોક્યો હતો આ હિંદુ સામ્રાજ્યો એકરસ થયા વિનાના સ્વતંત્ર પ્રાંતોના ઢીલા બંધનોથી જોડાયેલા વિસ્તારો હતા અને તેમની પ્રજાઓમાં રાજકીય ઐક્ય કે રાષ્ટ્રિયતાની સમજ તેમણે ઉત્પન્ન કરી નહોતી. દરેક પ્રાંત પોતાનો જુદો જીવન-વ્યવહાર ચલાવતો, પોતાની પ્રાચીન પરિચિત રાજ્યપદ્ધતિ (જો કે મધ્યસ્થ સરકારના પ્રતિનિધિની સત્તા નીચે) ચાલુ રાખતો અને પોતાની સ્થાનિક ભાષા વાપરતો તેથી ઊલટું, અકબરના રાજ્યાભિષેકથી મહમ્મદશાહના મરણ સુધીના મુઘલ સત્તાના બસો વર્ષોએ (૧૫૫૬–૧૭૪૯) ઉત્તર હિંદ અને દક્ષિણના પણ ઘણા ભાગને દરબારી ભાષાની એકતા, રાજ્યવહીવટનું તંત્ર, નાણાવ્યવસ્થા અને હિંદુ ધર્મગુરુઓ અને સ્થાયી ગામડાના લોકો સિવાય બાકીના વર્ગોને સર્વસામાન્ય ભાષા આપ્યાં હતાં મુઘલ બાદશાહોના સીધા કાબૂ હેઠળ નહિ તેવા પ્રદેશોમાં પણ પાડોશી હિંદુ રાજાઓએ મુઘલોના રાજ્યવહીવટનું તંત્ર, સરકારી ખાતાઓની પરિભાષા, દરબારી અદબ અને આર્થિક વ્યવસ્થા—એ બધાની નકલ કરી હતી

મુઘલ સલ્તનતના વીસે વીસ સૂબાઓ (પ્રાંતો) ઉપર લગભગ સરખા વહીવટી તંત્રથી, સામાન્ય પદ્ધતિથી અને એક જ જાતના

દાદાઓથી રાજ્ય ચલાવવામા આવતુ હતુ. બધા સરકારી લખાણોમા, ફરમાનોમા, સનદોમા, જાગીરોના ઇનામી લેખોમા, પરવાનાઓમા, ખરીતાઓમા અને પાવતીઓમાં માત્ર એકની એક ફારસી ભાષાનો ઉપયોગ થતો હતો. માત્ર ટંકશાળોના ગામના નામના ફેરફારવાળા, પરન્તુ એકસરખી જાતના, સરખી શુદ્ધિવાળા અને સરખા નામવાળા નાણાના સિક્કાઓ સાથેનુ અર્થતંત્ર આખી સલ્તનતમા એક જ ધોરણ ઉપર ચાલતુ હતુ અમલદારો અને સૈનિકોને એક પ્રાંતમાથી બીજા પ્રાંતમા વારવાર બદલવામા આવતા હતા આ પ્રમાણે એક પ્રાંતના રહીશને બીજા પ્રાંતમા ઘર જેવુ લાગી જતુ; વેપારીઓ અને મુસાફરો એક શહેરથી બીજે શહેર, એક પ્રાંતથી બીજે પ્રાંત સરળતાથી ફરતા અને આ વિશાળ દેશની શાહી એકતા બધા અનુભવતા. તેમ છતા આ રાજ્યકીય એકતામાથી રાષ્ટ્રીયતા જન્મી શકી નહિ, કારણ કે લોકોને ઐહિક સ્વતંત્રતા હતી નહિ, પોતાના દેશના રાજ્યતંત્રમા હિસ્સો હતો નહિ તેઓ નાગરિકો હતા નહિ, પરન્તુ માત્ર એક સામ્રાજ્યની સમાન ફરજોનો બોજો ઉપાડતા પ્રજાજન હતા.

: ૨ :

મુસ્લિમોની હિંદને બીજી ભેટ તે ઐતિહાસિક સાહિત્ય છે હિંદુઓમા કાલક્રમગણનાની બુદ્ધિનો અપૂર્ણ વિકાસ થયો હતો, એનું કારણ કદાચ એમ હશે કે એમની નજર અમરતા ઉપર ચોંટી રહેતી અને આ મિથ્યા જગત અને માયાના આવરણ પ્રત્યે તેમને તિરસ્કાર રહેતો મુસ્લિમ સમય પહેલાના કાળમા હિંદુઓએ સાચો ઇતિહાસગ્રંથ રચ્યો નથી અને સસ્કૃતમા માત્ર ચાર જ રાજકીય જીવનચરિત્રો સચવાઈ રહ્યા છે અને એ ચારેમા હકીકતો તો અલકારો, શૈલીના વમળો અને આડીઅવળી ઉક્તિઓના ઢગલામા દટાયેલી છે. એકેમા તારીખો તો છે જ નહિ જ્યારે હિંદુઓ ફારસી શીખ્યા અને ફારસી નમૂના પ્રમાણે એ ભાષામા પોતાના સમયના ઇતિહાસો અથવા

નોંધવહીઓ લખતા થયા, ત્યારે પણ તેમના પ્રયોગમાં તારીખોનો તો અભાવ જ હતો.

તેથી ઊલટું, યાહૂદીઓ, ક્રિશ્ચિયનો અને સેમેટિક પ્રજાઓની માફક આરબોની બુદ્ધિ સુક્ષ્મ, વ્યવસ્થિત અને વ્યવહારુ છે તેમની બધી નોંધોમાં કાલાનુક્રમનું ચોકસું હોય છે અને એમના કાગળોમાં હમેશાં તારીખો અને મહિના લખેલા હોય છે. મુસલમાનોના ઐતિહાસિક સાહિત્યમાં ગમે તે ખામીઓ હશે, પરન્તુ તેઓ તારીખોની સમૃદ્ધિ તેમાં ભરવાને ચૂકતા નથી. આ પ્રમાણે આપણા ઐતિહાસિક અભ્યાસનો પાયો દૃઢ બને છે. એક જ સનનો ઉપયોગ—પેગમ્બરની હિજરતથી શરૂ થતો અને ચાંદ્ર વર્ષમાન પ્રમાણે ગણાતો—મુસલમાનોને ઘણો ફાયદાકારક થયો હતો, કારણ કે તેનાથી મુસ્લિમ અમલ નીચેની આખી દુનિયા તારીખોના સરખા ધોરણની અસર નીચે આવી હતી—હિંદુ ઉત્કીર્ણ લેખો અને પુસ્તકોમાં મહિનાઓ અને વર્ષની લબાઈમાં અને જુદાજુદા પ્રકારના સવતોના ગૂંચવાડામાં તેની સરખામણી દેખીતી તરી આવે છે. એક જ દાખલો જોઈએ—હિંદુઓનું ચાન્દ્રસૌર વર્ષ કે જેમાં મહિનાના સુદિ અને વદિ એવા બે પક્ષ હોય છે તે તેમના આરંભ અને અધિક માસના સમયમાં ઉત્તર હિંદમાં અને દક્ષિણ હિંદમાં સરખું નહોતું. આથી સત્તરમી સદીના જૂના મરાઠી બખરોની આપેલી તારીખોને મળતી ખ્રિસ્તી તારીખો ચોકસાઈથી કાઢવી તે કામ લગભગ અશક્ય જેવું છે. મુસ્લિમ તારીખો એકસરખી અને સારી રીતે જાણીતી પદ્ધતિને અનુસરે છે.

: ૩

## બહારની દુનિયા સાથે સંપર્ક

ત્રીજું, બૌદ્ધધર્મની પડતી પછી હિંદ અને તેની બહારના એશિયાના દેશો વચ્ચેનો સંપર્ક જે તૂટી ગયો હતો તે સુલતાનતમાં

અને તેના પૂર્વગામી પઠાણ સમયમા પણ ફરી પાછો ચાલુ થયા હતો અફઘાન સરહદના ઘાટો મારફતે બુખારા અને સમરકંદ, બલ્ખ અને ખુરાસન, ખ્વારિઝ્મ અને ઇરાન એમાથી હિંદુસ્તાનમા જનપ્રવાહ અને વેપારનો પ્રવાહ શાન્ત રીતે વહ્યા કર્યો હતો, કારણ કે મુઘલ સામ્રાજ્યના અંત સુધી અફઘાનિસ્તાન દિલ્હીના સુલ્તાનના તાબામા હતુ ઓલન ઘાટમા થઇને દક્ષિણ અફઘાનિસ્તાનના કંદહાર અને ત્યાંથી ઇરાન જતા રસ્તે જહાગીરના રાજ્યમા સત્તરમા સૈકાની શરૂઆતમા દર વર્ષે માલથી ભરેલા ચૌદ હજાર ઊંટ પસાર થતા હતા આપણા પશ્ચિમ કિનારાના બંદરો—દાભોળ, ભરૂચ, સુરત, ચૌલ, રાજપૂર, ગોવા (પોર્ટુગીઝોએ જીત્યા પહેલા) અને કારવાર—અરબસ્તાન, ઇરાન, તુર્કી, મિસર, બારબરી, હબસિસ્તાન અને જગબાર એ દેશોમાથી હિંદુસ્તાનમા દરિયામાર્ગે આવવાના દરવાજા હતા પૂર્વ કિનારાનુ બંદર મછલીપટ્ટણ જે ઇસ ૧૬૮૭ સુધી ગોલકાંડાના સુલ્તાનોને અને ત્યાર પછી મુઘલોને તાબે હતુ, ત્યાથી સિંહલદ્વીપ, સુમાત્રા, જાવા, સિયામ અને ચીન સુધી વહાણો જતા હતા આરબો એમના પિતાઈ યાહૂદીઓની સાફ જન્મસિદ્ધ વેપારીઓ છે અને તેમને દરિયો ખેડવાનુ બહુ ફાવે છે (Periplus of the Erythrean Sea નામના પુસ્તક ઉપરથી જણાય છે કે) ઇસ્વી સનના પહેલા સૈકામા હિંદના પશ્ચિમ કિનારાનો વેપાર તેમના એકહથ્થુ કાબૂમા હતો અને હવે પશ્ચિમ એશિયા, મધ્ય એશિયા અને મલાયાના કેટલાક ભાગમા તેમનો ધર્મ અને પવિત્ર ભાષા ફેલાવો પામ્યાથી એશિયા અને આફ્રિકાના દરિયાઈ વેપારમા તેમને મોટામા મોટી અનુકૂળતા પ્રાપ્ત થઈ હતી

જે મુસલમાનોએ શરૂ કર્યું, તે અગ્રેજોએ પૂરુ કર્યું આજે હિંદના એકમાર્ગીપણાનો ભંગ થયો છે અને તે અત્યારે બહારની સમસ્ત દુનિયાના આર્થિક, સાંસ્કારિક અને રાજકીય પ્રવાહોમા પૂરજોસથી તણાયે જાય છે

: ૪ :

## ઇસ્લામને લીધે હિંદમાં થયેલા ધાર્મિક ફેરફારો

ચોથુ, હટર અને બીજા કેટલાક યુરોપિયન લેખકોનો એવો અભિપ્રાય છે કે મધ્ય યુગના હિંદુઓમા એકેશ્વરવાદ અથવા બ્રાહ્મણો અને વર્ણવિરુદ્ધની પ્રવૃત્તિઓ ઇસ્લામની અસરો આભારી હતા પણ આપણે એ ધ્યાનમા રાખવાનું છે કે હિંદુઓના બધા ઉચ્ચ તત્ત્વચિંતકો, બધા ધર્મસુધારકો અને અનન્ય ભક્તો પ્રાચીનમા પ્રાચીન સમયથી એકેશ્વરવાદના સિદ્ધાન્તની ઘોષણા કરતા આવ્યા છે અને લોકઆરાધનાના અસખ્ય દેવોમા એક સર્વાતીત પુરુષોત્તમને પ્રતિપાદન કરતા આવ્યા છે તેથી ઇસ્લામે હિંદુઓને એકેશ્વરવાદ શીખવ્યો એમ કહેવુ તે ઐતિહાસિક સત્ય નથી ખરેખર તો એવુ બન્યુ હતુ કે મધ્યહિંદની હિંદુઓની આ પૃથકતાદર્શક પ્રવૃત્તિઓને તેમના નજીકના પડોશી મુસલમાનોની હાજરીને લીધે ઘણો વેગ મળ્યો હતો

ઇસ્લામ અને હિંદુધર્મને એકરૂપ કરવાને અને તેમના વિધિઓ, ક્રિયાઓ અને બીજા બહારના ધાર્મિક ચિહ્નો ઉપર ભાર મૂકયા સિવાય બને ધર્મોના ધર્મનિષ્ઠ મનુષ્યો માટે સમાન મેળાપની ભૂમિકા ઊભી કરવાનો પ્રયત્ન કરવાને ઘણા પથો ઊભા થયા હતા. કબીર અને દાદુ નાનક અને ચૈતન્યનો આ ઉદ્દેશ હતો તેમણે હિંદુઓ અને મુસલમાનોમાથી તેમના અનુયાયીઓ મેળવ્યા હતા અને બ્રાહ્મણ અને મુલ્લા બનેની જીુનવટનો ત્યાગ કર્યો હતો

વળી, હિંદુઓ અને મુસલમાનોમાથી વિશેષ સુશિક્ષિત અને ધર્મનિષ્ઠ જેઓ હતા તેમને માટે સમાન ભૂમિકા સૂફી પ્રવૃત્તિએ તૈયાર કરી હતી મધ્યહિંદના ઉપર જણાવેલા લોકપ્રિય પથોની માફક સૂફીવાદ અશિક્ષિત જનોમા કદી ફેલાયો નહોતો. તે તત્ત્વત એવો પથ હતો—ઘણીવાર તો બુદ્ધિ અને હૃદયના આનન્દરૂપે—કે જે ધર્મોધતાથી પર એવા તત્ત્વચિંતકો, ગ્રથકર્તાઓ અને ગૂઢ તત્ત્વવાદી

એને માટે જ નિર્માણ થયો હતો. સૂફીવાદનું આદ્ય સ્વરૂપ તે હિંદુઓના વેદાન્તની એક શાખા છે અને તે અકબરના સમય પછી ઝપાટાબંધ ફેલાયો અને વિકાસ પામ્યો. ફારસી ભાષાના સૂફીવાદના સાહિત્યનો બહુ મોટો ભાગ હિંદુઓએ રચેલો છે. જોકે તેમાં સાહિત્યિક ગુણ બહુ જ ઊતરતા પ્રકારના છે, તોપણ આપણા લોકોમાં સત્તરમા અને અઢારમા સૈકામાં તે પંથ વિશાળ પ્રમાણમાં પ્રચલિત હતો એ વાત એ ઉપરથી જણાય છે. આનું કારણ કદાચ રાજકારણી અંધાધૂંધી અને આર્થિક પાયમાલી જે મુઘલ સામ્રાજ્યની પડતીની સાથે દેશમાં ફેલાયાં તેમાંથી વિશ્રાન્તિ મેળવવાનો પ્રયાસ ગણી શકાય. આ લોકપ્રિય સંપ્રદાયો અને સૂફી તત્ત્વજ્ઞાનથી શાસન કરતી અને શાસિત પ્રજાઓ એકબીજાના ગાઢ પરિચયમાં આવેલી.

:૫:

## સમાજ, સ્થાપત્ય અને કલા ઉપર મુસ્લિમ અસર

પાયમુ, ઉત્તર હિંદમાં હિંદુઓના સામાજિક રીતરિવાજના ઘણા તત્ત્વો ઇસ્લામી અસરના પરિણામરૂપે છે, જેનાથી આપણા ઉચ્ચ વર્ણના પોશાકમાં અને લોકપ્રિય સાહિત્યમાં પણ કેટલેક અંશે ફેરફાર થયા હતા, અગર જોકે આમવર્ગના લોક તો તેનાથી અસ્પૃષ્ટ રહ્યા હતા.

વળી, શિકાર, બાજબાજી વગેરે બીજા ઘણા ક્રીડાવ્યવસાય પદ્ધતિ અને પરિભાષામાં મુસ્લિમ બન્યા હતા. ફારસી, અરબી અને તુર્કી શબ્દો હિંદી, બંગાળી અને મરાઠી ભાષાઓમાં મોટા પ્રમાણમાં દાખલ થયા છે. તેનું બરોબર દૃષ્ટાન્ત અંગ્રેજ જીવન અને ભાષા ઉપર કરેલી નૉર્મન વિજયની અસરમાં મળે છે. ઘણે ભાગે તુર્કીની મારફત યુરોપ પાસેથી અને થોડે ભાગે ઇરાન પાસેથી શીખીને મુસલમાનોએ યુદ્ધકલાનો બહુ સારો વિકાસ કર્યો હતો. હિંદુ સમયના રાજાઓ નાના લશ્કરો અથવા તો નાની ટુકડીઓની સંખ્યાઓનો

સમૃદ્ધ યુદ્ધમા ઉતારતા પરન્તુ મુઘલ બાદશાહો એક જ નવીપરિ સત્તાના કાબૂ હેઠળ રહેતા વિશાળ લશ્કરની આગેવાની લેતા, અને તેની વ્યવસ્થા કરવામા મોટા વ્યવસ્થાપક અને શક્તિ ની જરૂર પડતી આથી હિંદુ સમયમા શક્ય હતુ તે કરતા સરદારીનુ પાણી ગનાવવાને વધારે તકો સાંપડતી માત્ર વ્યવસ્થાના દષ્ટિબિંદુથી જોતા (સાચી કાર્યસાધકતા અને યુદ્ધના યત્નની વાત તો દૂર રહી) મુઘલ લશ્કર દરેક શાખામા લગભગ સંપૂર્ણ હતુ

સંસ્કૃતિની સામાન્ય પ્રગતિ અને તોપખાનું દાખલ થવાના પરિણામરૂપે હિંદુસ્તાનમા મુસલમાનોએ કિલ્લેબંદીમા ઘણો સુધારો કર્યો હતો

મુસ્લિમ અમલે સ્થાપત્યમા સ્પષ્ટ પ્રગતિ કરી હતી હિંદુ રાજાઓ પોતાના ધન અને ચાતુર્યનો ઉપયોગ મંદિરો બાંધવામા કરતા હતા તેમના બધા રાજમહેલો નાશ પામ્યા છે અને તેઓ કઇ ઊંચા પ્રકારના કે મૂલ્યવાન નમૂના હોય તેમ લાગતુ નથી પરન્તુ મુસલમાનોએ મસીદો ઉપરાત રાજમહેલો અને મકબરા બાંધ્યા હતા અર્ધવર્તુળ કમાનો અને ગોળ ગુબજો વિશિષ્ટ રીતે મુસ્લિમ શૈલીના છે અને તે પ્રમાણે ભૂમિતિની આકૃતિઓ પ્રમાણે રચેલા પ્રમાણબદ્ધ બગીચાઓ પણ એમની જ કળા છે

લલિત કળાઓના પ્રદેશમા મુસલમાનોનુ સૌથી વિશેષ કીમતી અર્પણ હિંદી–સારાસન ચિત્ર સંપ્રદાય છે મુસલમાનોએ બુખારા અને ખુરાસાન મારફતે ચીનની ચિત્રકળા દાખલ કરી હતી અને અકબરના દરબારમા આ કળા હિંદુઓની દેશ્ય ચિત્રકલાની સાથે મિશ્રિત થઈ—બેદરકારી અને ગરીબાઈ હોવા છતા એ દેશ્ય કળાની પ્રણાલિકાઓ તે વખતે અવશિષ્ટ રહી શકી હતી આ મિશ્રણનુ પરિણામ એ આવ્યુ કે ચિનાઈ વિશિષ્ટતાઓ જલદીથી પાછી નીકળી ગઈ અને સ્પષ્ટ પરદેશી મ્વાસયોજનના તત્ત્વો હોવા છતા તેને શુદ્ધ હિંદી સ્વરૂપમા અપનાવાયા આ પ્રમાણે મુઘલ સમયમા ચિત્રકળાનુ સાચુ પુનર્જીવન

થયુ અને આ ક્ષેત્રમા આપણા કલાકારોએ ઊંચામા ઊંચી પ્રતિભાનુ દર્શ. કરાવ્યુ આત્યારે પણ એ શૈલી 'હિંદી કલા' કે 'મુઘલ ચિત્રકલા'ના નામે પ્રસિદ્ધ છે કહેવાતી રાજપૂત શૈલીમા માત્ર મુઘલ કે હિંદી-મારામન તરેહમા હિંદુ પૌરાણિક કે રામાયણ-મહાભારતીય વિષયો આલેખેલા છે.

આમ આપણે જોઈએ છીએ કે મુસ્લિમ અમલે સામાન્ય રીતે અને મુઘલ સામ્રાજ્યે વિશિષ્ટ રીતે મધ્યકાલના હિંદમા મહાન અને હિતકારક સિદ્ધિઓ મેળવી હતી. ત્યારે તે અમલ નિષ્ફળ કેમ નીવડ્યો? આ પ્રશ્નનો ઉત્તર આપવાને હિંદની મુસ્લિમ રાજ્યસત્તાના બલાબલની પરીક્ષા કરવી ઉચિત છે

૬ :

## હિંદમાંની મુસ્લિમ સ્થિતિના બળનાં તત્ત્વો

પહેલા હિંદમાના મુસલમાનોને સામાન્ય ભાષા, સામાન્ય પ્રણાલિકાઓ, સામાન્ય ધર્મ અને જિતાયેલી અને પરદેશી પ્રજાની વચમા સામાન્ય રાજકીય દરજ્જાનો લાભ હતો ન્યાતોના ભેદનો અભાવ અને ઇસ્લામનો પ્રજાસત્તાક જુસ્સો—એ બેનાથી વિજેતા જાતિમા બંધુત્વનો ભાવ પ્રસર્યો હતો આથી અઢારમી સદીમા પાયમાલી થઈ તે પહેલાના સમયમા મુસ્લિમ હિંદની રાજસત્તા પરદેશી હુમલાની સામે વારવાર અદ્વિતીય એકસપી બતાવતી મુસ્લિમ સત્તાધીશોના બળનુ બીજુ એક કારણ એ હતુ કે તેમણે ડહાપણથી ગામડાના વહીવટનુ તંત્ર યથાસ્થિત રહેવા દીધુ હતુ અને હિંદુ સમયની મહેસૂલી-પદ્ધતિમા ફેરફાર કર્યો નહોતો અને મહેસૂલી ખાતામા હિંદુ અમલદારોને એકનાને જ નોકરીમા રાખ્યા હતા. એનુ પરિણામ એ આવ્યુ કે રાજધાનીમા રાજવંશમા થતા પલટાથી કરોડો ગામડિયાના જીવનો ક્ષોભ પામતા નહિ અને તેમના નવા માલિકોથી અસંતુષ્ટ થવાનુ અને તેમની સામે થવાનુ તેમને કારણ મળતુ નહિ

:૭:

## આવી વસેલા મુસ્લિમોનું હિન્દીકરણ

હિંદમાં ચઢાઈ કરીને આવેલી મુસ્લિમ જાતિઓના લાંબા વસવાટને લીધે તેમનું પરદેશી સ્વરૂપ ધીમે ધીમે નષ્ટ થતું ગયું અને આખરે સત્તરમી સદીની પછી તો બુખારા, ઇરાન અને અરબસ્તાનથી આવનારા નવા માણસોને પોતાના સમાજમાં સહેલાઈથી ભેળવવાનું કામ હિંદના મુસ્લિમોને ઘણું જ મુશ્કેલ થઈ પડ્યું. (હિંદુસ્તાનની આબોહવાથી તેમના શરીરના બાંધામાં અને રંગમાં પડેલો ફેરફાર આનાથી તદ્દન જુદો હતો.) હિંદી મુસલમાનોએ ઘણા હિંદી મંતવ્યો, ખોરાકની વાનીઓ અને હિંદી ભાષા નામે હિંદુસ્તાની (ઝબાન-ઈ-હિંદવી)—કે જેનું વ્યાકરણ—કલેવર સંસ્કૃતનું છે, જોકે તેનો શબ્દકોશ હિંદી ઉપરાંત ફારસી અને અરબી શબ્દોથી ભરેલો છે—એ તત્ત્વોને અપનાવ્યાં હતાં. આ પ્રમાણે સૈકાઓ વ્યતીત થતા હિંદી મુસલમાનો બહારના એશિયાપ્રદેશમાંના તેમના ભાઈઓથી લગભગ પૂર્ણ રીતે જુદા પડી ગયા હતા. પાછળથી હિંદમાં આવતા મુસ્લિમ આગંતુક દેશની પ્રજામાં ભળી જતા હતા ખરા, પરન્તુ તે તો બે કે ત્રણ પેઢીઓ પસાર થયા પછી; એટલા વખતમાં તો તેઓ સ્પષ્ટ રીતે હિંદી ખાસિયતો મેળવી લેતા અને પોતાની પરદેશી વિશિષ્ટતાઓનો ત્યાગ કરી દેતા.

વિશાળ સંખ્યાવાળા હિંદુતત્ત્વની વચ્ચે અને શુદ્ધ હિંદી વાતાવરણની નીચે આ દેશમાં સૈકાઓના વસવાટે મુસલમાનો ધીમે ધીમે આ દેશની પ્રજામાં કેટલીક રીતે સમરસ થઈ ગયા હતા. હિંદી મુસલમાનોની મોટી સંખ્યા સ્થાનિક સ્ત્રીઓને પરણતી અને હિંદુધર્મમાંથી (અથવા વિકૃત બૌદ્ધ ધર્મમાંથી) વટલાયેલા વિશાળ સંખ્યાના મનુષ્યોને પોતાની અંદર દાખલ કરતી. તેનું પરિણામ એ આવ્યું કે તેમણે પોતાની રક્તશુદ્ધિ અને પૃથક્-જાતિવિશિષ્ટતા ગુમાવી દીધી. તેઓએ હિંદુઓના રિવાજો, મંત્રો અને જિંદગીની રસમો પણ

અપનાવ્યાં. મધ્યકાળના હિંદના ધર્મો, સૂફીવાદ, ઉર્દૂભાષા અને હિંદી–આરાસન કલા એ બધાં જીતનાર અને જિતાયેલી પ્રજાની સહિયારી માલિકીનાં હતાં અને વર્ણવ્યવસ્થાની કાળમીંદ પથ્થરની દીવાલોને અનુકૂળ થાય તેટલી દૃઢ રીતે તેઓ એક બીજામાં ભળવાના વલણવાળી હતી. હિંદુઓની હલકી કોમો મુસ્લિમ પીરોને પૂજતી અને મશહૂર મુસ્લિમ ઓલિયાને તો શિવાજી જેવા હિંદુ જુનવટના હિમાયતીઓ પણ સંમાનતા. બંગાળાના નિરક્ષર મુસ્લિમ ખેડૂતો અને જ્યાં ખબરદાર અને સુધારક મુલ્લાની ગેરહાજરી હોય તેવા બીજા પ્રાંતોના મુસ્લિમ ખેડૂતો પણ હિંદુ ધાર્મિક ઉત્સવોમાં અને લોકપ્રિય આસ્થેવોની પૂજામાં ભાગ લેતા, જેમ અત્યારે બિહારની હલકી કોમના હિંદુઓ મુસલમાનો જેટલાજ ઉત્સાહથી મહોરમના વરઘોડાઓમાં ભાગ લે છે.

અગરજોકે જૂના ધર્મપુસ્તકો અને દૃઢ સિદ્ધાન્તો બન્ને કોમોને જુદી રાખતા, તોપણ આ પ્રમાણે હિંદના એક જ સૂર્યના છત્ર નીચે તેમનું સમાન ભાગ્ય અને જિંદગીના સમાન સુખ દુ ખો તેમને એક બીજાની વધારે ને વધારે નજીક લઈ જતા અને આ ચાલુ વર્તતી રહેલી ક્રિયાઓમાં કોઈ ધર્મસુધારક સુલ્તાન કે બાદશાહ જેહાદ ઉઠાવે તેટલા ટૂંકા સમયનો જ વિક્ષેપ અવારનવાર ગરૂ થઈ પાછો શાંત પડી જતો.

## :૮:
## રાજ્યમાં વિનાશક બળો

હિંદમાં મુસ્લિમ રાજ્યપ્રદેશ વ્યવસ્થિત મધ્યસ્થ સરકારના સીધા કાર્યના પરિણામરૂપે નહિ, પરન્તુ વ્યક્તિગત સરદારોએ વિસ્તાર કર્યા પ્રમાણે હતો. બેશક શોભાના રાજ્યકર્તા તરીકે નામનો સુલ્તાન હમેશાં રહેતો, પરન્તુ જે ઉત્સાહી અને ધર્માંધ સરદારો સરહદથી દૂરના હિંદુ રાજ્યો જીતી લેતા તે મધ્યસ્થ સરકાર પ્રત્યે માત્ર નામની તાબેદારી

દેખાડતા અને તેઓ સુલતાનના એક શબ્દ માત્રથી દૂર કરી શકાય તેવા પગારદાર નોકરો હોવાને બદલે લશ્કર અને ખજાનાના માલિકો થઈ પડ્યા હતા. એમેને પોપ ઉપરના પોતાના પ્રખ્યાત નિબંધમાં લખે છે કે રોમન કૅથોલિક પંથ પોતાના નિયમિત પગારદાર પાદરીઓનો ઉપયોગ કર્યા સિવાય નવા માણસોને વટલાવવાને પોતાની નોકરીમાં ન હોય તેવા ધર્માંધોના ઉત્સાહને કામે લગાડે છે અને આ ઉત્સાહ ઘેલા મનુષ્યોની સ્વયંસેવામાંથી પૂરેપૂરો લાભ ઉઠાવે છે પોતાના રાજ્યના વિસ્તાર અને સરદારોના સમયમાં મુસ્લિમ હિંદના મધ્યસ્થ રાજ્યકર્તાની પણ એવી જ રાજનીતિ હતી તે પોતાના ધર્મના ઉત્સાહ ઘેલા સાહસિકોની સાથે ચરમ સંબંધ જાળવી રાખતા હતા, તે તેમના બહાદૂરીભરેલા કાર્યારંભ અને ઝનૂની પ્રયત્નોનો લાભ લઈ લેતા, અને પોતાના માણસો કે પૈસાનો ઉપયોગ કરતા નહિ. તે જ વખતે પોતાની એકદ તાબેદારીનો દાવ નાખ્યા સિવાય અને તેમણે જીતેલા અને સત્તાધીન બનાવેલા પ્રાંતો ઉપર કડક કાબૂ રાખ્યા સિવાય તે તેમને રાજી રાખવાને પ્રયત્ન કરતા

જ્યાંસુધી નવો નવો પ્રદેશ જીતવાને માટે મળતો ગયો ત્યાં સુધી તો આ ગોઠવણ ઠીકઠીક કામ આપી પણ જ્યારે મુસ્લિમ રાજ્ય વિસ્તાર પૂર્વમાં અને દક્ષિણમાં બાબામાં લાગી યથાશક્ય હદ સુધી પહોંચી ગયો, ત્યારે બંડ, કાવતરાં, રાજ્યકર્તાના ખૂન, વારસા માટેના આપાધૂપીભરેલા યુદ્ધ વારંવાર થવા લાગ્યા, કારણ કે મુસ્લિમ સરદારીની જૂની (એટલે ખાનગી લાભદાયક નીવડેલી) યોજનાથી સ્થાનિક સ્વાયત્ત સત્તાને જ પોષે તેવા કેન્દ્રાપગામી અને પૃથક્તાજનક જુસ્સાનો વાસો મળ્યો હતો આ વાતાવરણના રાજ્યવંશના પતન અને મિજાજીગીરીના આંતરવિગ્રહોથી સંસ્કૃતિની પ્રગતિ, દેશની આર્થિક ઉન્નતિ અને સંસ્થાઓની વિકાસગતિ અટકી ગઈ લૅટિન ભાષાની એક કહેવત સાચી છે કે 'હથિયારો ખખડે, ત્યાં કાયદા નખડે'

: ૯ :

## લોકોનો ક્રમિક વિનાશ

ઇસ્લામમાં વંશપરંપરાગત અમીરાત નહોતી કે ખાનગી મિલ્કતના હક્કનો સ્વીકાર નહોતો. દરેક અમીરની જાગીર અને તેની જાત-મિલ્કત તેના મરણ પછી રાજ્ય તરફથી જપ્ત કરવામાં આવતી. જો તેના છોકરાને તેમાંથી કંઈ ભાગ મળતો તો તે માત્ર રાજ્યકર્તા તરફથી મહેરબાનીની રાહે જ. ખરેખર આ કાનૂનથી વૈયક્તિક પ્રયત્નોમાં ક્યાંશ રહેતી, તેમ તેનાથી સંસ્કૃતિનો પાયો જ નાશ પામતો–ભૂતકાળની બચતનો ભવિષ્યકાળની સુધારણા માટે ઉપયોગ કરવો તે આવા સમાજમાં બધુ માયામાં જ ગણાય. એક અમીરે સ્થાપેલી પોતાની આર્થિક આબાદી અને દરજ્જો તેના મરણ સમયે ધરાશાયી થઈ જતાં તેના પુત્રને પોતાના બાપે સાધેલા વિકાસનો લાભ લીધા સિવાય જ પોતાની કારકિર્દી એક સામાન્ય માણસની પેઠે છેક છેલ્લે પગથિયેથી શરૂ કરવી પડતી. આ પ્રમાણે ઇસ્લામી દેશ નાની શરૂઆતથી મોટી આબાદી રચવાની અને મરણ વખતે મૈયતની ખાનગી મિલ્કત રાજ્યખાલસા થઈને તેના પુત્રોને સામાન્ય મનુષ્યોના દરજ્જે ઉતારી પાડીને આખી જિંદગીના કાર્યનો નાશ કરવાની પદ્ધતિ પેઢી દર પેઢી નિહાળતો આવ્યો છે.

આટલુ ધનાઢ્ય વર્ગોને માટે. સામાન્ય માણસોને માટે તો મુસ્લિમ રાજ્યે પ્રજાને સબળ કરવાને, રાષ્ટ્રિય ચારિત્ર્ય ખિલવવાને અથવા તો લોકોની આર્થિક ઉન્નતિ સાધવાને કશો પ્રયત્ન કર્યો નહોતો. કોઈ પણ પ્રકારના વિચારસ્વાતન્ત્ર્યની છૂટ નહોતી અને દરબારમાં હલકામાં હલકી જાતની ખુશામતની અપેક્ષા રાખવામાં આવતી અને તેને ઉત્તેજન આપવામાં આવતુ. આથી હિંદી મુસલમાનો માં સાહિત્ય કે કલામાં શ્રેષ્ઠ પ્રકારની પ્રતિભાવાળી કોઈ વ્યક્તિ થઈ નથી.

(આપણે જો દક્ષિણના થોડા દેશમંદિરો બાદ કરીએ તો) રાજસભા જ સંસ્કૃતિનું મધ્યબિંદુ અને લલિત કલાઓનુ ઉછેરસ્થાન

હતી. પરન્તુ સામાન્ય પ્રજાને એનાથી કંઈ લાભ થતો નહિ અને સર્જક પ્રતિભા ઉપર દરબારી મુરબ્બીવટથી ખરેખરી અધઃપાતજન્ય અસર થતી. આથી મધ્યકાળના હિંદના હિંદુ અને ફારસી સાહિત્ય અને કલા પ્રમાણમાં ગ્રીસ કે ઈંગ્લંડના સર્જન કરતા બહુ ઊતરતા પ્રકારના નીવડયા હતા.

: ૧૦ :

## હિંદુઓનો કુદરતી વિકાસ અટકયો

મુસ્લિમ અમલે હિંદુઓનો કુદરતી વિકાસ પણ રૂંધ્યો હતો. વિજયના પહેલા દરતા વખતે આપણા બધા આશ્રમો અને સમૃદ્ધ મદિરો ઉપર આક્રમણ થયાં હતા, અને આ પ્રમાણે હિંદુધર્મનાં વિદ્યાધામોનો નાશ થયો હતો. સસ્કૃત વિદ્વાનો અને ગ્રથકર્તાઓના પોષકનુ કામ કરવાને કોઈ સબળ હિંદુ રાજા જીવતો રહ્યો નહોતો. પરિણામે મધ્યકાળના હિંદુમા સસ્કૃત વિદ્યા લગભગ લોપ થઈ હતી તેમાંથી જે થોડુંક બચ્યુ હતું તે તો તદ્દન નીરસ હતુ અને તેમા માત્ર ન્યાયવાદની નાજુક દલીલબાજી, કર્મકાડોની ઝીણી વીગતો, ધર્મશાસ્ત્રોની નવી આવૃત્તિઓ અને ટીકાઓની ટીકાઓ અને તેના પાઠા વિવરણો જ હતા. આ પ્રમાણે ઈસ ૧૨૦૦થી ૧૫૫૦ સુધીમાં ઉત્તર હિંદ બુદ્ધિ પ્રદેશમાં વેરાન રણ બની ગયુ હતું. માત્ર અકબરના અમલમાં હિંદીમા તુલસીદાસ અને બગાળીમા વૈષ્ણવ લેખકોને લીધે હિન્દી સાહિત્યનો પુનરુદ્ધાર થયો, પરન્તુ તે દેશી ભાષામા જ થયો હતો. તે જ બાદશાહે નાચા અર્થની ગણ્ડિય સભા સ્થાપી હતી અને તેના અમલમા હિંદી બુદ્ધિનો ઘણો ઉત્કર્ષ થયો હતો.

:૧૧:

## હિંદી મુસલમાનોની કેમ પડતી થઈ?

મુઘલાઈ હિંદના ઇતિહાસનો સૂક્ષ્મ અભ્યાસ હિંદમાં વસેલા મુસ્લિમ અમીરો અને ખાનદાનોના ત્વરિત વિનાશની આપણા મન ઉપર ચોખ્ખી છાપ પાડે છે. આ વિનાશની ઝડપ અને ચોક્કસતા કંઈક અંશે હિંદુઓમાંથી ધર્મપરિવર્તન કરેલા મનુષ્યો અને ઇરાન તથા મધ્ય એશિયામાંથી નવા આવેલા મનુષ્યોનાં પ્રતિભા અને ચારિત્ર્યથી ઢંકાઈ જાય છે. પરન્તુ એ પણ એટલું જ ચકિત કરે છે કે છેલ્લા બે વર્ગોના પૌત્રો હિંદની ભૂમિમાં અચૂક રીતે ભ્રષ્ટ થઈ ગયા હતા.

આ ચમત્કારિક દૃશ્યનું મુખ્ય કારણ કોમ કોમ વચ્ચેની સંતાનોત્પત્તિ અને બધી પ્રકારની કોમો, ન્યાતો અને સંસ્કૃતિના ફરજંદની સ્ત્રીઓથી ભરેલા ઝનાનાની સ્થાપના—એ હતુ. આવા મિશ્રણનાં સતાનો શુદ્ધ હિંદુ, શુદ્ધ ઇરાની કે શુદ્ધ તુર્કના કરતા બહુ ઊતરતી બુદ્ધિવાળા થયા હતાં.

મુઘલ સામ્રાજ્યે દેશને શાન્તિ અને વ્યવસ્થાની સાથે અત્યંત ધનવૈભવ આપ્યો, તેનાથી ઉચ્ચ વર્ગના મુસલમાનોમા વિલાસની ભાવના ઉત્પન્ન થઈ અને રાજ્ય કરતી કોમ તરીકેના તેમના ફરજંદોએ તેમનામાં મગરૂરી અને આળસ દાખલ કર્યા વશપરપરાના અમીર વર્ગમા ભ્રષ્ટતા તરફ કુદરતી વલણ હોય છે, અને ભ્રષ્ટતા તરફની ગતિ માત્ર લશ્કરમાં કે મુલ્કી વહીવટમાં સખત કામ કરવાથી કે પ્રજાસત્તાક દેશના સ્વતંત્ર જાહેર જીવનમાં ભાગ લેવાની કે સાહસ અને શોધખોળનો જુસ્સો રાખવાની બધી જાતની તદુરસ્ત પ્રવૃત્તિઓના બળથી જ અટકે છે પરન્તુ મુઘલાઈ અમીરોના પુત્રોમા આ શુદ્ધિકારક ઉપચારોનો અભાવ રહેતો, કારણ બાદશાહ તેમને તેમના પિતાની કમાણીમાથી હમેશા ભાગ આપતા અને તેમના જન્મના કારણથી સારી જેવી ઊંચી જગ્યાઓ આપતા

હિંદી મુસલમાનો ફારસી કે તુર્કીનો પોતાની માતૃભાષા તરીકે ઉપયોગ કરી શકતા નહિ, અને છતા પણ હિંદની કોઈ પણ દેશી ભાષાને સાહિત્યની દૃષ્ટિએ ખીલવી શકતા નહિ. તેઓ પોતાના ઘરમાં, કચેરીમાં, રસ્તામાં અને છાવણીમાં જેનો ઉપયોગ કરતા તે ઝબાન –ઈ–હિંદવી (હિંદુસ્તાની ભાષા) લખતાં શરમાતા હતા. હિંદુસ્તાની પોતાની માતૃભાષા હોવા છતાં સરકારી તુમારોમાં, ઉચ્ચ સાહિત્યમાં અને શિષ્ટ સમાજમાં ફારસીને વળગી રહેવાનો સાહસિક અને વિનાશક પ્રયાસ હિંદી મુસલમાનોએ ઈ.સ. ૧૭૫૦ સુધી ચાલુ રાખ્યો હતો અને ત્યાર પછી હિંદુસ્તાનીનો સાહિત્યની ભાષા તરીકે ખુલ્લા દિલથી સ્વીકાર થયો હતો. હિંદુ મુસલમાનોની સાહિત્ય સંબંધી વંધ્યતાનું કારણ આ ભાષાવિષયક મુશ્કેલી છે અને તેણે મુઘલ સમયમાં સાચી કેળવણીના પ્રચારને ઘણો રોકયો હતો.

હિંદના મુસલમાનો (અને ખાસ કરીને તુર્ક અને અફઘાન બીજના મુસલમાનો) લશ્કરી કોમ છે. પરન્તુ ગાઢ બુદ્ધિશાળી કે ઉદ્યોગી નથી. આથી જ્યારે તેમના આક્રમણની સંભવિતમાં સંભવિત હદ આવી ગઈ ત્યારે તેઓની પડતી થવા માંડી.

ધનાઢ્ય મનુષ્યોના ઝનાનાની સ્ત્રીઓના પતનથી કુદરતી રીતે જ તેમનાં સંતાનોનું પણ પતન થાય છે. આ અનિષ્ટે ઇરાન કે અરબસ્તાન કરતાં હિંદમા વધારે ગંભીર સ્વરૂપ લીધું હતું. કારણ કે તે દેશોમાં એક કરતા વધારે સ્ત્રીઓનું પોષણ કરવું પાલવે નહિ. વળી ત્યાં તો તેવી સ્ત્રીઓ પોતાના પતિની જ જાતિની હતી.



:૧૨:

## મુઘલ સામ્રાજ્યની નિષ્ફળતાનું કારણઃ પ્રગતિના અને આત્મસુધારણાના જુસ્સાનો અભાવ

હિંદના મધ્યકાળના ઇતિહાસના અભ્યાસીને આટલી વાતથી આશ્ચર્ય થયા વિના નથી રહેતુ કે મુઘલ સામ્રાજ્ય પાસે વિપુલ સાધનો હતા અને તેણે સોળમા અને સત્તરમા સૈકામાં હિંદ માટે ઘણી સિદ્ધિ મેળવી હતી, છતાં પણ અરાઢમા સૈકામા તે તદ્દન નિષ્ફળ નીવડયુ. અરાઢમા સૈકામાં મુઘલ સંસ્કૃતિ બંદૂકની વપરાઈ ગયેલી ગોળી જેવી થઈ ગઈ હતી અને મુઘલ સામ્રાજ્યના વિનાશની ઘડીઓ ગણાતી હતી—નાદિરશાહ કે અહમ્મદ અબ્દલી તખ્તા ઉપર હાજર ન થયા હોત તોપણ

આ ચમત્કારિક દશ્યનુ મુખ્ય કારણ પ્રાચ્ય રાજ્યકર્તાઓ અને બ્રિટિશ જેવા અર્વાચીન સસ્કૃતિવાળા સામ્રાજ્યના આંતરભાવ વચ્ચેનો ભેદ છે. આવા અર્વાચીન સામ્રાજ્યમા સ્વપરીક્ષણ અને સુધારણા માટે તેની પોતાની અંદર તન્ત્ર હોય છે આથી તેની અંદર કોઈ નવી ખામી કે વિનાશનુ મૂળ માલૂમ પડે કે તરત જ એ અસાધ્ય થઈ પડે તે પહેલા જ ખોળી કાઢવામા આવે છે અને દુરસ્ત કરવામાં આવે છે. આ પ્રમાણે પ્રાચ્ય સલ્તનતોમા બની શકે નહિ; રોમ અને મકદુનિયા (ગ્રીસ)ના જેવી પ્રાચીન યુરોપની સલ્તનતોમા પણ બની શકે નહિ.

બીજુ, પ્રાચ્ય સલ્તનતો રાજ્યકર્તાના વ્યક્તિત્વ ઉપર અને કોઈ સ્થળે રાજ્ય કરતી લઘુ મડળીના ઉપર ખાસ આધાર રાખે છે તેથી ઊલટુ બ્રિટિશ સામ્રાજ્ય પ્રજાસત્તાક છે, તે દુનિયાના મોટા ભાગ ઉપર બ્રિટિશ જાતિના અને તેમા ભળેલી બીજી જાતિઓના અંકુશ-રૂપે છે—અને તેમા વ્યક્તિગત રાજા કે કુટુંબનો અંકુશ નથી. આથી એક પેઢીના રાજ્યશાસકોના કુટુંબો બીજી પેઢીમા પતિત થાય તોપણ

અનુકૂળ ફેરફાર કરવાને અશક્ત થઈ ગયો હતો કાલ્વીનિઝમ જેવા કર્મજડ પથનુ બળ અને નિર્મળતા બને તેનામા હતા ઇસ્લામ ની અક્કડતાથી તેના અનુયાયીઓને દરેક દેશમા અમુક હદ સુધી સફળતા મળી હતી. પણ ત્યાં જ તેઓ અટકી ગયા, જ્યારે જીવતી જાગતી દુનિયાનો નિયમ તો પ્રગતિ છે જે વખતે યુરોપ દઢતાથી આગળ વધે છે, તે વખતે અગતિમાન મુસલમાનો પ્રમાણમા પાછા પડતા જાય છે અને દર વર્ષે જ્ઞાન, વ્યવસ્થા, સગૃહીત સાધનો અને પ્રાપ્ત કરેલી શક્તિ એ બધામા યુરોપ અને એશિયા વચ્ચેનુ અતર વધતુ જાય છે અને એશિયાવાસીઓને યુરોપવાસીઓની સાથે હરીફાઈ કરવાનુ વધુ ને વધુ મુશ્કેલ થતુ આવે છે અગ્રેજોનો મુગલ સામ્રાજ્ય ઉપરનો વિજય તે એશિયા અને આફ્રિકા ઉપરના યુરોપિયન પ્રજાઓના આધિપત્યનો એક ભાગ છે—જે બીજી રીતે એમ પણ કહી શકાય કે જે રીતે આપણા સમાજની આગેવાનીમા ઊંઘતા અને આળસુ કુટુબની જગ્યા સાહસિક કુટુબો લે છે, તેવી રીતે પ્રગતિમાન જાતિઓ કઢિચુસ્ત જાતિઓને તેમની જગ્યાએથી હડસેલી કાઢે છે તેથી, આપણે આપણા દેશના ઇતિહાસના અધ્યયનથી લાભ ઉઠાવવો હોય તો,— "આગળ ને આગળ વધો, મહાન જગતે પરિવર્તનની કુજમા હમેશા પ્રયાણ કરવુ જોઈએ"

